સરવને સુખના દાતા, અરે ઓ !!!
અમોને એ કહે માતા, નથી મમ ગુણ કાં ગાતા ?
રહ્યાં છે તે થઇ જાતાં.
કર્યો છે ખાર જે ખાલી, મમતને જીગરે જાલી;
ગયા તે ઘર થઇ ચાલી. અરે ઓ !!!
ન ખાયે પેટમાં દાણા, પીટે છે છાતીએ પાણાં;
કર્યાં ત્યાં તેમણે થાણાં. અરે ઓ !!!
ઘણાં કંજુસના કાઠા. કરે ખાવા છતાં ફાકા;
વસ્યા છે ત્યાં જુવો જાતાં. અરે ઓ !!!
નથી જયાં કોઇને મળતું, નથી જયાં કોઇ પણ રળતું;
નથી જયાં કોઇનું વળતું; અરે ઓ !!!
રીસાવી તે ગયા જેથી, રઝળતા જો અમે તેથી.
દુઃખી સ્થિતિ બની એથી અરે ઓ !!!
કવિ થઇ ભીખ માગે છે, તને શું ઠીક લાગે છે;
ઘરે તો ઘંટ વાગે છે; અરે ઓ !!!
રઝળતા વાટને ઘાટે, દેખું હું ધનને માટે;
શરમને જો તજી વાટે અરે ઓ !!!
તજી જે લાજની પરવા, ફરે છે ધન જો મળવા;
વખાણો નિચના કરવા, અરે ઓ !!!
કવિની ટેકને રાખી, નિભાવો જીંદગી આખી;
અમોને ના કરો ખાખી. અરે ઓ !!!
અમે તો ટેકના એવા, ન તજીએ આપની સેવા;
સદા દયો લાભ તે લેવા. અરે ઓ !!!

# કાં ! ! ! નોકરીની મજા કેવી ?

## ગઝલ.

ઘણી છે ભીખથી ભુંડી, જુવોને નોકરી લુંડી,
પીડા મેં જોઇ છે. ઉંડી. સળગી નોકરી ભાઇ ૧

અરેરે હાજરી ભરવી, તે સારૂ નોકરી કરવી,
કરીને જીંદગી વરવી. સળગી. ૨

ઘણાં છે ટુકડાં પેટો, કહેવા તેહને શેઠો.
દીએ તે દુઃખડાં વેઠો સળગી. ૩

વખતસર રોટલા ખાવા, ઘરે જો દે નહીં જાવા,
કશાલા વેઠવા આવા. સળગી. ૪

ફક્ત આ પેટને ભરવા, જવું જો નોકરી કરવા,
અજાણ્યા દેશમાં ફરવા. સળગી. ૫

ઘણી જે પ્રાણથી પ્યારી, અરેરે આપણી નારી;
જવી તે ક્યાંય વિસારી. સળગી. ૬

ટપકતે અશ્રુએ મેલી, તજવી પ્રેમની હેલી.
જુદા એનો કરી બેલી સળગી. ૭

સગાનાં સાથને છોડી, જવું પર દેશમાં દોડી;
કહો આ ! ! ! આપદા થોડી. સળગી. ૮

રગડે તેમ રગડાવું તગડે તેમ તગડાવું.
અથડાવે તેમ અથડાવું સળગી. ૯

કરે જો રદ તો આવું, લઇ ડોલ પાણીને નાહવું,
ઓઢી ચોફાળ ઘર જાવું. સળગી. ૧૦

તોડીને ટાંટીઆ મરીએ, ભૂખ્યા તરસ્યા ઘણા ફરીએ;
કદર તે થાય નાં જરીએ. સળગી. ૧૧

બીમારી થાય તે ટાણે, દયા કોણ દિલમાં આણે;

પડયો બેસ પુછલે જાણે. સળગી. ૧૨
પકેલે ગાડીએ ઘાલી, ટીકીટ એક રોકડી આલી;
મારગમા તો પ્રભુ વા'લી. સળગી. ૧૩
સદાએ હાજરી દેતાં, મુખેથી હાજી હાં. કેતાં;
નથી જો માન ત્યાં રે'તાં. સળગી. ૧૪
નિરાંતે ઉઘતો લેવી, અરેરે હોય છે કેવી;
શનિ જો પાંતના જેવી. સળગી. ૧૫
મળેના નાવું ને ધોવું, મળેનાં લોકને જોવું;
અરે કયાં રોદડા રોવું. સળગી. ૧૬
પગારો આપતાં થોડા, કરવા નોકરી ઘોડા;
વળી તે આપના મોહોડા. સળગી. ૧૭
જરૂરી કામને માટે, રજાનો માગતો ઘાટે;
પડે છે વાઘની ડાઢે. સળગી. ૧૮
નજર જો નાં પડે નાંખી, ખરેખર જીંદગી આખી;
મનોને છેવટે ખાખી. સગગી. ૧૯
મવાલી હોય છે મોટા, પ્રજાપત વાહનો જોટા.
મરીને આપવા લોટા. સળગી. ૨૦
ડીએ છે કેક તો ગાળો, ડસે જો તેહનો કાળો;
પેહેલો એ રાફડા વાળો. સળગી ૨૧
ચડાવે મુખડાં એવાં, કુટેલાં તુંબડાં જેવાં;
પડે છે દેખવાં તેવાં. સળગી. ૨૨
વેના જો આપણી ચુકે, ઘણા તો ગાળઓ કુકે;
જાણે જો વાંદરાં હુકે. સળગી. ૨૩

આંકલ જો દેખાને એવા, પડે છે કાળ તો કેવા;
ખરેખર દાડમાં જેવી. સળગી. ૨૪
સદાએ પેટમાં ફડકો, ધરીને વેઠવા તડકો;
કરે આ નોકરી ભડકો. સળગી ૨૫
ઘણા તો આપતા ગાળો, કહે છે ચાલતાં સાળો;
કરે છે માનખ્યો કાળો. સળગી. ૨૬
ટુંકારા ઢેડીઆ જેવા, કરે છે કુંકતો એવા;
ખરેખર લાયની જેવા. સળગી. ૨૭
મળેનાં નારનાં ગુખો, પડે છે વેઠવી ભુખો;
એવાં છે નોકરી દુઃખો. સળગી. ૨૮
શેઠાણી થોભીને છેડો કહે છે છોકરાં તેડો;
મુકેનાં એ વિના કેડો. સળગી. ૨૯
અકારાં કામને ચિંધે વળી કરતા છતાં નિંદે;
જે વાંકે છાતડી વીંધે. સળગી. ૩૦
ઘડી જો બેસવા જાતાં દેખે છે દુઃખના દાતા;
કરે છે નયનને રાતાં. સળગી. ૩૧
ત્રિભુવન સિખ છે એવી, ઘટે તો ઉરમાં લેવી;
માઠી ઇચ્છા કહું જેવી. સળગી. ૩૨

---

દોહરો.

માલ વગરના માનવી અક્કલ હીણુ જે હોય;
સાહન કરીને દુઃખડાં, દે જન્મારો ખોય.

# કાં !?? વાણીયાઓ તમારે હજી અમારૂં દુખ સાંભળવું છે કે ? સાંભળો.

"રાગ" જમાનો તો બદલાયોરે"

વાણીડા કંઇક વિચારોરે, જ્ઞાતી તો હું છોજ તમારોરે.
વાણીડા કંઇક વિચારોરે. ॥ટેક॥
બૈરી વિનાનો છે બહુ બળાપો જેને માટે જુઓ લેખ;
છેવટ સુધી જો નહી મળે તો, પડશે લેવો જો જો ભેખ,
વિના નથી, (૨) અમારો આરોરે, વાણીડા.
સુતડાળીશ તો વરસો વિત્યાં, નિત્યે જપતાં નાર,
વાંઢાના વલખાં મેં છેવટે છપાવ્યાં, તેઓ ન આવ્યો પાર;
હજુ જુવો, (૨) આજ અમારો, વાણીડા.
ચાર, ચાર જેની આવૃત્તિ થૈગૈ, નકલ બાવીશ હજાર,
ચટણીની પેઠે ગઇ છે તે ચાલી, છતાં નિકળ્યો નહી સાર;
નથી શું, (૨) કોઇ વાંચનારોરે, વાણીડા.
પરણી નારીની તો આશા મેં મુકી; બીજો કરીને વીચાર,
વિધવા નારી થકી ઘરને વસવા, તોએ ઉતર્યો નહિ પાર;
જુવોને, (૨) સંસ્કાર મારોરે, વાણીડા.
પુનર લગ્નમાં પલ્લું માગે છે, નફ્ટ નારીને માટ,
કેવી રીતરે આ લગ્ન જ કરવા ? કોઇક ઉતારોને ઘાટ;
સમજીને (૨) ચિત્તથી સારોરે, વાણીડા.
નાંણા નાંણાને નાંણાજ માગે, કરવું હમારે કેમ ?
સુધારાવાળાએ દીધા છે છોડી, વાંઢા ઉપરથી રેમ;
કરીને, (૨) પડલાનો ધારોરે, વાણીડા.

આખા મુલકના અંધવાડ જેવી, આશ્રમમાં આવે નાર,
તેવી શાણી સતિ કરતી નથી જો, કોઇક મારો એ સ્વીકાર;
ભુંડણ જેવી ( ૨ ) દુઃખનો ભારોરે, વાણીડા.
પ્રથમ તો ઘર ઘરનાનું પુછેછે, પછી પુછેછે વેહેપાર,
ત્યાર પછી કેછે વેહેપાર નહી તો, માસિક શું છે પગાર;
વિધુર વહાલા, ( ૨ ) કહોને તમારોરે, વાણીડા.
પોતા પાસે તો પેહેરેલા વસ્ત્રો, વિના ન હાથ કે વાર,
નંગમાં તો અંગ વિનાનું કાંઇ, હોય ન રાખ રતી ભાર:
છતાં કરે, ( ૨ ) કેવા લખારોરે, વાણીડા.
આથી અધિક દુઃખ કેવુંરે ગણવું, કેવા કરમના ભોગ,
વિધવા વેશ્યાની સરખી ગણાતીનો નથી બનતો સંજોગ;
પ્રયાસમાં (૨ ) પુરણ હાર્યોરે, વાણીડા.
કયો હમારે મારગ લેવો, કયો કરવારે ઉપાય ?
બધી બાજુથી રેહે છે બળાપો, વર્ણન જેનું ન થાય:
સુણો મારા, ( ૧ ) ઉત્તમ યારોરે, વાણીડા.
શારડી જેવા બારડી માટે, પડયા છાતી માહે શાર,
વૈદની પેંઠ કોઈક રૂઝાવો, વાણીડા મારો આ માર;
હવે થયો, ( ૨ ) મન મુંજારો, વાણીડા.
પૈસા આપીને પેટ ભરે તો, ઘરડાનો નાં ગણે બાધ,
રૂડા રૂપાળા પૈસા ન આપે, તેને ન આપે દાદ;
આતે કેવો, ( ૨ ) કેર છે કાળોરે, વાણીડા.
અંતરમાં તો નિરંતર મારે, નથી બીજા ઉદ્ગાર,
આશા અમારીને અમ્મર કરવા, બંધુ પડો કોઇ બહાર;
જોઈ મારો ( ૨ ) દીલ દુઃખારોરે, વાણીડા.

દામ દેનારાને દીકરી આપી, ભરવા મુકોને ભંડાર,
ભંડાર ભરવાના નામમાં મુકો, સવળે મુખેથી અંગાર
તમારો તે, ( ૨ ) ધર્મ સંભારોરે, વાણીડા.

બહાર જતાં હું બંધ કરૂં છું. ઘર અને ખડકીનાં દ્વાર,
તાળુ લગાવીને કુંચીઓ મારી, રાખું છું હારોહાર;
વિપતડી આ, ( ૨ ) કોઇક વિચારોરે, વાણીડા.

પ્રેમી પરોણા ઘેર પધારે હૈયા મારાના હાર,
રાંધીને દેતાં હું લાજી મરૂં છું દયા કરો કો લગાર;
દેખો મારા, ( ૨ ) દુઃખના ભારોરે, વાણીડા.

સાચી જુઠી મારી તમે તપાસો શાણા, જ્ઞાતિ તકરાર,
તે પછી છેવટ નિર્ણય આપો, વિનવું વારંવાર;
તમારા, ( ૨ ) તનમાં ધારોરે; વાણીડા.

કુમારકાનો કાળજ હોએ, જુઓ સજ્જન સંસાર,
વિધવા વનિતાનો છેવટે બનાવો, ભાઇ મને ભરથાર
જેથી છઉં, ( ૨ ) હું રાજી રહેનારોરે; વાણીડા.

અન્ય જાતી હવે અમથી ન જોઇએ, દારૂણ દુઃખનું દ્વાર
અધવચ ગાડું મુકી ઉંલાળી પાધરા કે પોબાર:
જાણે વિતી, ( ૨ ) કીરતાર મારોરે વાણીડા.

ટળવળતારે ત્રિભુવન મુખે, પ્યારા સુણીને પોકાર,
ઇચ્છા અમારીનો અંતજ લાવો, ન્યાય કરી નરનાર:
જેમાં થશે ( ૨ ) જય તમારોરે, વાણીડા.

---

## જોશીરાજ ! જોશ જોઈ કંઇ લીલું કરશો કે ?

### હોરી

એ ! જોસીડા ! જોસ જુવોને મળશે ક્યારેરે મને નાર,
એસી અને નેવું વરસના પરાણું, મા'રો હજુ ન આવ્યો પારરે ?
એ જોસીડા, ॥ટેકા॥
પુર્વજ આતે કોઇ કોપ્યો છે કે, ગ્રહ કરે છે કંઇ ખાર,
દેવી અને કોઇ દેવ નડે છે, કે કોપ્યોકિરતારરે, જોસીડા.
લખી, લખીને, હું ગ્નાતીને થાકયો, પુસ્તકમાં વારંવાર;
દાદ હજુ નથી કોઇએજ દીધી, પ્યારા કરૂં કયાં પોકારરે, જોસીડા.
રોકડાના ઘેરે ઢોકડ વાગે, નથી આધાર નથી દ્વાર;
વણુરે પૈસે જોઈએ રમણિક રંભા, પાર પડશે કો વિચારરે જોસીડા૦
શેઢા સુધી ગણી વેઢાને કહેજો પ્રશ્ન સારૂરે શ્રીકાર;
ખરેખરૂંરે તમે કહી દેજો મુજને, મળશે મુવા પહેલા નારરે, જોસીડા.
લગ્ન થયેથી આપીશ તમને, શીખ કરીને સત્કાર;
અત્યારે તો એક પાઇ ન આપું, માથું બોડાવાને બાલરે, જોસીડા.
કઇરે નારીના નસીબમાં હું છું, ભાઇ કહોને ભરથાર;
કે'છે ત્રિભુવન મારા નસીબમાં, કઇરે રૂડી છે જોનાર, જોસીડા.

## સતયુગને આમંત્રણ.

### ગઝલ.

અરે સત યુગ હવે આવો, વધ્યો બહુ પાપનો પાયો;
પધારી એજ અટકાવો. અરે૦
વધ્યા છે લાંચ લેનારા, વધ્યાં ધન હરનારા;
કુકરમો ઘોર કરનારા. અરે૦

વધ્યા છે ઘાતકી એવા, વરણુવ્યા જાયનાં તેવા;
ખરેખર દઇતના જેવા. અરે૦
વધી મસ્તાનીઓ જાજી, મરૂં છું જોઇને લાજી;
ધણી પાજી થકી પાજી. અરે૦
જુઠાણું બહુ ગયું જામી, નથી હું દેખતો ખામી:
ગયો તોબાં પુરો પામી. અરે૦
દગો આડે ધડેચાલે, ન તેનો હાથ કો ઝાલે:
એવા એ જોસથી માલે. અરે૦
ગયા છે થરથરી ધરમી, કુલ્યા છે કુરજો કરમી;
કુવી આ વાત બે શરમી. અરે૦
દીધા છે ધર્મને ફેંકી, અધરમી મનથી બેંકી;
લજજા પર પાયને મેકી. અરે૦
ફરે છે દંભમાં લુચ્ચા, અક્કલના હોય છે કુચા;
સ્વદેહે જાય તે ઉંચા. અરે૦
ધરમને રાખવા નીતિ, પધારો ( સતયુગ ) ઉર ધરી પ્રીતિ;
ત્રિભુવન જોઇ કહે વીતિ. અરે૦

---

## કોને માખણ જુવે છે !

"માદું લગાડો તો મારા સમ છે સલુણીરે,
જે લુખ્ખાને માખણ જોઇએ, જે દિવસ, જે ઘડીએરે;
તેણે અમને તુરત મળવું, બહુ ચોપે ચોપડીરે. જે લુખ્ખા.
ડુકર જેવા દેખાવે તે, રૂપ ગુણથી હોએરે;
વાઘ શમા વરણવશું તેને, ખોટે ખોટા તોએરે; જે લુખ્ખા.

હશે હીજડા જેવા જાતે, તાળી પાડે તેવારે;
બહુ યુદ્ધા શુરવીર કહી દેશું, રણ દીપાવે એવારે. જે લુખ્ખા.
કોઈ લાંચીયા નીમક હરામી, હશે જુલ્મી જબરારે;
ઘણા દયાળુ નીતિ વાળા, સહુથી કહીશું બમણારે; જે લુખ્યા.
તનય હશે જે મસ્તાનીના, સતિપુત તે કહીશું'રે;
ઘણા કુશળ કહી રૂબરૂમાંને, સાબાસી પણ દઇશું'રે. જે લુખ્ખા.
અઘોર કુકરમી ચંડાળોથી, ઘણા હશે જે નીચારે;
દેવ સમા કહેશે ત્રિભુવન, ઉંચામાં પણ ઉંચારે. જે લખ્ખા.

---

## પ્રભુ પ્રાર્થના.

### રાગ.

"દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા–દાસ૦
માફ કરો અપરાધોરે ( ૨ ) દયાળુ દેવા. માફ ટેક.
પાપ પોરસથી કૈક હું કરતો, પાય ન પાછો ઝરી પણ ભરતો;
તુજથી દિલ નવ જરી ડરતો ડરતોરે ( ૨ ) દયાળુ દેવા. માફ૦
તન મનથી મેં કીધા જેવાં; વચન થકી પણ કીધાં તેવાં;
વરણવ્યાં જાય ન એવાં–એવોરે ( ૨ ) દયાળુ દેવા. માફ૦
હવે સમજમાં આવ્યું એવું ભોગવવું પડશે સહુ તેવું.
ખમાયન એવું એવુંરે ( ૨ ) દયાળુ દેવા. માફ૦
બહુ ભોગવતા નજરે ભાળ્યાં, લોક કહે ગયા નરકે ચાલ્યા;
નવર્યા કોથી જાલ્યા જાલ્યાંરે (૨) દયાળુ દેવા. માફ.
એ જોઇ મન મમને ખિક લાગી પ્રભુ તેથી આ માફી માગી.
માફ કરજો ત્રિભુવન રાગી રાગીરે (૨) દયાળુ દેવા. માફ૦

---

## જો જો હો, ફુંકી દેશે.

### ગઝલ.

અહ્યા ખાજ્યો અને પીજો, ગમે તે મનને ચીજો
ખરચથી નાં તમે બીજો, મરી જો એકદિ જાવું.
ન દેશો પેટને ખાળી, ગયું એ એ ગયુ ભાળી;
ફરીને જીંદગી કાળી મરી જો૦
જવું છે હાથથી ખાલી, બીજાને જો પગે ચાલી,
નહીં ત્યાં પીરસે વાલી. મરી જો૦
ફરિને જન્મ નહી આવે, સમજજો મનથી ભાવે;
ત્રિભૂવન ટુંકમાં કાવે. મરી જો૦
નીતિને રાખજો સાથે, ખરચજો તે પછી હાથે;
ત્રિભુવન તે કહે સાથે. મરી જો૦
ખાવાનું જો ગયા ચુકી, ગઈ તો જીંદગી લુખી;
ઘડીમાં આપશે ફુંકી. મરી જો૦

---

## વિજળીથી અમદાવાદનો દેખાવ.

### રાગ પ્રભાતી.

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળીયા—એ ઢબ.

આજ અમદાવાદમાં દીપોત્સવ દીસી રહી;
આકાશમાં પ્રકાશ દેતી, વીજળી વરસી રહી. આજ૦
હોટેલને દુકાનમાં, વળી મંદીરોને મેડીએ,
જાહેર રસ્તા સાથ તે, શોભાવતી જો કેડીએ. આજ૦

સ્ટેશનો શોભે ઘણાં, ગુદામ પણ રળીયામણાં;
જળહળે ભાનુ સમા, દીવાન જાએ જો ગણ્યા આજ૦
વીજળીના જોરથી, પંખે પવન બહુ વાય છેઃ
ચા બને છે હોટલે, પાણી નળે ખેંચાય છે. આજ૦
સઘળે સ્થળે આ શેરમાં, બહુ જોરથી જળકી રહી.
પણ ઉપાશ્રય દેખતાં, ત્યાં પેસતી અટકી ગઇ. આજ૦
રજની ઘણી રળીયામણી, આ શેરમાં શોભે અતિ;
દેવ પુરી સમ ત્રિભુવન, કે કવનમાં હે કથી આજ૦

## સત્તાની પાસે શઠપણું.

### પરભાવતી.

સત્તાની પાસે શઠપણું કશુંએ નથી જો કામનું;
અભિમાનીઓ અભિમાન તજજો, ભજન કરીને રામનુ. સત્તા૦
મીણનો હાકેમ ધારે, તેમતે કવરાવશે;
હઠ થકી લોઢા તણા, ડાઢે ચણ્યા ચવરાવશે. સત્તા૦
સામા થવાથી ફાવવા, હોય આશ મનમાં ધારતા;
ફાવ્યાને બદલે તે ફસાશે, જાણજો જખ મારતા. સત્તા૦
સુલટું ઉલટું એ કરે, ઉલટું ઘણું સુલટું કરે;
હઠ પકડી જેમણે તે દેવથી પણ ના ફરે. સત્તા૦
ત્રિભુવન ટટડી રહ્યો, તોખા તોખા પામીઓ;
કોએ નજરે ન્યાળીનાં, સાવ ખુલ્લી ખામીઓ. સત્તા૦

## સત્તા સામે થવાનું ફળ.

### પરભાવતી.

સત્તાની સામે સઠપણું કરવું નથી જરી કામનું;
શઠપણું કરવા થકી, તેડું થશે શ્રી રામનું. સત્તા૦
હાકેમ જે હુકમ કરે, તે માનથી બહુ માનજો;
હોય અઘરો જો કદિ તો, દીન દયા ત્યાં માગજો. સત્તા૦
દીન પણું જો દાખવો તો, લાભ દયાનો આપશે;
કષ્ટ નષ્ટ જોઇ આંખે, જરૂર જરૂરજ, કાપશે, સત્તા૦
કઇક જન હારી ગયા ને, કઇક જન માર્યા ગયા;
ઉભા થયેલા આંખથી નજરે ન મારી જો થયા, સત્તા૦
સત્તાની મહતા છે ઘણી, જાએ ન મુખથી જો ગણી;
સત્તા તણો છે ભોક્તા, ભુપ આપણો ઇશ સમ ધણી સત્તા૦

---

## કેવા મિત્રો મરો.

### ગઝલ.

મરોને મિત્ર જો એવા, ગણેના શુદ્ધ જે ધેવા,
હૃદયથી દઈતના જેવા. મરોને૦
ન જાણે સાચ ને જુઠા, અકલના જે બની ઊંઠા.
લજાને કુળના ખુંઠા. મરોને૦
ઉપરથી ભક્ત બહુ કાવે, ભજનને કીર્તનો ગાવે;
હણે જે જાળમાં આવે. મરોને૦

રમે છે ભેદને ભાવે, કપટના જો બહુ દાવે;
હણી દે લાગ જો આવે, મરોને૦
આફતમાં જાણીને ઓરે, ઓરીને એ ખસે કોરે;
વગાડે ઢોલકી ચોરે. મરોને૦
ખાવાને હર ઘડી આવે, ન તેડે કોઇ દિ દ્વારે;
સપરમે વાર, તેહ વારે, મરોને૦
સદારે ખાઇને રાજી, લુખીનાં-મુક્તાં ભાજી;
જગતમાં પાજીના પાજી મરોને૦

---

# ફેશન બાબુનો મામલો.

( રાગ– ફેશન તારો ખુબ છે દાડો. )

એકી કરે કેંક ઉભા ઉભા જન, લજ્જાને મારી લાત;
ગાણા ગાતાં વળી સીટી બજાવે, કેવો આતે ઉતપાત.
ફેશન તારૂં (૨) નખોદ જાએરે, અમારાથી નવ જોવાએરે.
વાંદરા જેવા રાખે માથાપર, ટુંકા ટુંકા ઘણા વાળ;
તેલ ઘાલી પાડે ઘુંછા ગધેડા, જોઇને પ્રગટે છે ઝાળ;
બુજાવી (૨) નહિં કંઇ બુજાએ રે. ફેશન૦ ૧
કાળા બિલાડાના અંગને રંગે, દીદાર જોતાં દેખાય;
સાહેબ જાદાના છોકરા જેવી, બહુ કરે છે સફાઇ.
અને જો (૨) બહુજ ફુલાએરે. ફેશન૦ ૨
મુખેઇમાં રાંડ ઘાલી તેં કોઠી, ઘાલી ઉંડા ઘણા મૂળ;
જુની રૂઢી લાજ મર્યાદ કેરી, આખરૂ કીધી છે ધૂળ.
શરમ નાં (૨) ક્યાંયે જણાએ રે. ફેશન૦ ૩

અમલ તારો ચારે છેડા પર, હિંદમાં જોતાં જણાય:
ઢેડ, ભંગી, દ્વિજ, વણીક જેવા, આધિન બન્યા તુજ બાય;
બધા એ (૨) તુજ ગુણ ગાએરે. ફેશન૦ ૪
ટીલાં ટપકાં વળી લટકાં ને ચટકાં, મટકાં નણો નહિ પાર;
ચારે છેડા સુધી આવો ચલાવ્યો, વસુધામાં જો વેર વાર,
બીજું કંઇ (૨) નહિં દેખાએરે. ફેશન૦ ૫
ઘટયા છે ઉદ્યમ, ઘટી કમાણી, ઘટયા ધરમ પર ભાવ;
ઘટયા સગુણો ને સભ્યતા ઘટી, વધ્યા છે દુષ્ટ દેખાવ;
વરણાવ્યા (૨) નહિં વર્ણવાએરે. ફેશન૦ ૬
દુષ્ટ વ્યસનમાં ડુબાવી દીધા, પુરેપુરા માથા બુડ;
જેમ બીલાડાને કાઢવા જાતાં, પેસી જાએ જેમ ઊંટ;
પેઠી છો [૨] એવી કળાએરે. ફેશન૦ ૭
કુધારાનું નામ ચોખું જણાએ, જન અવરને મૂખ;
સુધારાનું નામ તેનું તે આપી, સુધારો કીધો વિમૂખ;
બળતરા [૨] આ તારી થાએરે. ફેશન૦ ૮
વર્ણ અઢાર થયાં એક આરે, દહ્યો ન ભેદા ભેદ;
ઉપલક દેખાવના રહ્યા આડંબર, આ શું ઓછો કહું ખેદ;
ફેશનનો [૨] ભવાડો થાએરે. ફેશન૦ ૯
ખોરાકે પોષાકે ફેશન બાઇએ, વાળ્યો વસુધામાં ડાટ;
બોલ્યામાં ચાલ્યામાં અને ડંફાસમાં, સાવ વળી ગયો ડાટ.
શ્રી પતિ (૨) અને દીન માંહેરે. ફેશન૦ ૧૦
માંસ મદીરાનો બાધ ગણે નહીં, એમ આરોગે મૂખ;
ભંગી થકી પણ બહુએ ઉતરતા, ફેશન તારી લઇ છુટ;
આવાને [૨] કંઇ ન કહેવાએરે. ફેશન૦ ૧૧

ઃડીઓને અભિનવા નિત્ય, લાગ્યા પેહેરવા પોષાક;
ટક ચેટક લાગ્યા બતાવા, નેવે મુકી સાવ નાક;
રેરે [૨] આ હિંદ માહેરે. ફેશન૦ ૧૨
ા, ચુડીને તજી દીધાં છે, બંગડીની માંડી મોકાણ;
થી દેખતાં દીસે એ નારને, તાજી રાંડેલી એ રાંડ;
મની (૨) બંગડી આજે રે, ફેશન૦ ૧૩
ધો સેથો માથા વચેનો મુકી, લમણે પાડે છે હાલ;
નદાની જાણે આમા આવી ગઇ, એવો કરી દીધો ચાલ;
ને જોઇ [૨] ક્રોધ ઉભરાએરે. ફેશન૦ ૧૪
ત્રી, સપાટ વિના નવ ચાલે, ચાલે ન વિના પાન;
લતાં ચાલતાં ચા, ડોળ જોઇએ, માની મોટું એમા માન:
ટેલોમાં (૨) રોજ અથડાએરે. ૧૫
કાબના કંઇ માનને માટે. બનીને ગાંડા તુર,
ડી તણી જાય કંઇ અથડાવા, કુળનું ગુમાવીને નુર;
થડાતાં [૨] નહિં શરમાએરે. ફેશન૦ ૧૬
થડાતી વામા આવી જન દેખી, વાંસે બોલે છે બોલ;
લબાડી સમ લેખીને હલકી, તણીવત બાંધે છે તોલ;
નેને (૨) શી ફુલાએરે. ફેશન૦ ૧૭
ણી વખત ઘણી હાંસી થાએ છે, તેનો ન રાખે ખ્યાલ;
કાબ માટે તન તોડ મેહેનત, કરી થવા માગે ન્યાલ;
મનીઓ [૨] કલા સંભળાએરે. ફેશન૦ ૧૮
વી બૈરીને દેવી ગણીને, પતિ પૂંજે છે પાય;
ત પિતાને લતાવે હાથે, પૂંજારા બૈરીના થાય;
લે બોલ [૨] તેના મો માંએરે. ફેશન. ૧૯

બેરી ઉભા રાખે ત્યાંજ ઉભા રે, ભરે ન આગળ પાય;
ખરાબ ખોટું ચીંધે ગમે તે, તુર્ત કરવાને ધાય;
થોભે નહિં [૨] ઘડી પળ વારેરે. ફેશન૦ ૨
સ્ત્રી પુરૂષને આમ બગાડયાં, અમને દીસે છે હાલ;
સુલટા રીવાજોને પલટાવી દૈને, ઉલટા કરાવ્યા છે ચાલ.
ગમગીની (૨) જે જાઇ થાએરે, ફેશન૦ ૨
મનુષ્ય વૃત્તિને ઘણી બગાડી, બગાડયા પોષાક ઘાટ;
રૂડા સિક્કા હતા રૂપાના તેમાં તેંજ કર્યો ફેરફાર;
વજનમાં (૨) બહુ મોટા એરે. ફેશન૦ ૨
પનોતાં પગલાં તારૂં થવા થકી, સાથે આવ્યા કૈક રોગ;
કંકાસ કજીયા સાથે લાવીને, કૈકનાં લીધા છે ભોગ;
બહુ બહુ (૨) બૂરા ઉપાએરે. ફેશન૦ ૨
જોઇ, જાણી, કાને સાંભળી ન્હોતી, એવી કીધે છે વાત;
દૈવી દેખાવોને દ્રષ્ટિ કરાવ્યા, મોહ પમાડવા માટ;
અજબ જેવા (૨) લઇને ઉપાયેરે. ફેશન૦ ૨
નાણાનું હરણ કરવાને માટે, નિત્યે નવું ધરે રૂપ;
લલચાવ્યા મહિમાંથી તે બહુ મોટા, ઘણા ભારે ભારે ભૂપ;
ચું ચું જેને (૨) મુખ ન થાએરે. ફેશન૦ ૨
ફાટી બદામના ફોતરા જેટલી, કિંમ જેની ન થાય;
તદન તકલાદી સાવ નકામી, સોના મ્હોરો એ વેચાય;
હરી ધન (૨) લુચી લઇ જાએરે. ફેશન૦ ૨
રાંક થકી તે રાજાના ઘરમાં, ઘુસી ઘાલ્યું તેં ઘર;
આંધળા કરીને આધિન કીધા, તજી પ્રભુનો ડર;
આંજી દીધા (૨) યુક્તિ કળાએરે. ફેશન૦ ૨

બાળક, યુવક, બાકી ન રાખ્યા, એવું ભરાવ્યું ભૂત;
ગાંડા; ગમાર, ચમાર, ખમારને, તારૂં ચોંટાડયું છે ભુત;
ભમે તારી (૨) પીઠ પડછારે. ફેશન૦ ૨૯
લખાણ તારૂં કેટલ્યું લખવું ? લખતાં આવે નહિ પાર;
હિંદમાંથી રાંડ હાલી જા દુતિ, બહુને કીધા છે ખુવાર;
ભુંડડીયું (૨) તારૂં જો થાએરે. ફેશન૦ ૩૦
જુકાવી જગત આખું દીધું, જેમ જુકાવે ઊંટ;
બનાવ્યામાં કાંઇ બાકી ન રાખ્યા, હિંદના ચારે ખુંટ;
પોહોચી એવી (૨) સર્વ જગાએરે. ફેશન૦ ૩૧
સાહેબ જેવા થાવાને માટે, કરાવ્યા બહુએ વિચાર;
બબરચી જેવા આખર બનાવ્યા, જોઇને છુટેછે ધિક્કાર;
લજ્જા જોઈ (૨) હૈયા ગભરાએરે. ફેશન૦ ૩૨
ખાસ યૂરોપી દેખાવા માટે, યૂરોપી પેહેરે છે ડ્રેસ;
પણ ત્યાંના ભંગીથી દીસે છે બીજા, ગમે તેવા રાખે કેશ;
વર્ણમાં (૨) કોઇ ન કળાએરે ફેશન૦ ૩૩
બૈરીને તે દેશ જેવીજ કરવા, મથ્યા કરેછે બોઉ;
છતાં તાસીર નથી ત્યાંની જો થાતી, ખડબચડા રેહે છે વઉ;
નહિ અહિની (૨) ત્યાં નીકળાએરે. ફેશન૦ ૩૪
અનેક ટીખળ ત્યાંના કરે પણ, આવે ન રૂપને રંગ;
પાછળથી લોક મશ્કરી કરીને, કેછે જુવો ગધા અંગ;
બન્યા છે (૨) જુવો પુરાએરે. ફેશન૦ ૩૫
સુતક વિનાના મૂચ્છ મૂંડાવે, પાવૈઇ જેવાં કરી મૂખ:
પા, અડધી કોઇ પોણી મૂંડાવે; કોઇ કરે ઝડ મૂળ;
હાથે કરી (૨) ફાતડા થાએરે ફેશન૦ ૩૬

ગોળ મોંડા જેવી સાવ અક્કલને, મોજાજ રાખે બોઉ;
સાફાઇમાંથી તો હાથ ન કાઢે, લજ્જા મેલીને સો ગૌ;
જાતી જાતે, (૨) નવ ઓળખીએરે. ફેશન૦ ૩૭
દંભ, દમામને દાટી કરે એવી, જોઇ થર થરેછે અંગ;
દૈત્ય સમાકરે દેખાવ ભારે, સેહેજે વાતે કરે જંગ;
સતાવે (૨) દીન સમાએરે. ફેશન૦ ૩૮
પુત્રી; પત્ની વળી ભગિની પ્રભાવે, નોકરી મેળવે કૈકભાઇ;
અનીતિવિના દામલીએ નહી, કુડી કરે કૈક કમાઇ
જરા નહિં (૨) પ્રભુથી દબાએરે. ફેશન૦ ૩૯
પગાર પ્રમાણે રાખે ન થાએ, છતાં જમાવે લાખ;
કુડાં કુકરમે કેર વરતાવી, ચંડાળ જેવી કાઢી શાખ;
બદવાથી (૨) ડરે ન કાંએરે. ફેશન૦ ૪૦
નોકરી એવી રીતે કૈક મેળવેને, મૂચ્છો મરડે બે હાથ;
અન્યાય અધર્મમાં બાકી ન રાખે, ત્રાસે છે ત્રીલોકનાથ;
ફાટયા ફાટયા (૨) ભમે એવાએરે. ફેશન૦ ૪૧
વેહેપારમાં બહુ વધાર્યો દગો, વર્ણન જેનું ન થાય;
ભેળશેળ વાળા પદાર્થો બહુ થયા, કોને કહું દુઃખ ગાય;
ગજબ આ (૨) ઉઘાડો થાએરે. ફેશન૦ ૪૨
નકટા ઉઘાડાને. નિર્લજ તેવા, લાંચીયા, ચાંચીયા ચોર;
માનવંતા થઇ ફરે મહિમાં, કર્મ કરનારા અઘોર
જમ રાજા (૨) ના સગા દાદાએરે. ફેશન૦ ૪૩
તારા નાકને કાનને માટે, ઘડવા જોઇએ કેવા ઘાટ;
રાત દિવસ ત્રિભુવન મનમાં, એજ કરે છે ઉચાટ
તારી ઝડ (૨) કેઇ રીતે જાએરે. ફેશન૦ ૪૪

## અહા ? ? શું કુભારીયા કૃત્ય કરે છે ? ? ?

### રાગ—ચેલીયાનો.

આતે એ વાત ક્યાં કેહેવી ? બાપલીયા આતે એ વાત ક્યાં કેહેવી?
સીરીતે વાત આ સેહેવી, ? બાપલીયા સીરીતે વાત આ સેહેવી ?
કુંભાર ઉભો રાખે ગધેડો, ધારે ત્યાં કાનને ઝાલી;
સુર નર જેવા પતિને પકડી, વંઠેલ રાખેછે વા'લી. બાપલીયા૦
ભૂંડણથી પણ ભારે ભૂંડીને, કજીયાની સાવ કુળદેવી;
સત્ય મારગને ચુડેલ ચુકાવી, રગડી મારેછે એવી. બાપલીયા૦
ધણી ધારે તે નહિ થવાદે, જીભડી કરી જમ જેવી;
ધારે પોતે તે ચોકસ કરાવે, પતિ હાથેથીજ એવી. બાપલીયા૦
પતિની આબરૂ લાખ ટકાની, અવનીમાં હોયે ઉઘાડી;
ટકાની શેર તેર ચૌટેને ગામમાં, રંડા વેચાવે ઉપાડી. બાપલીયા૦
દરેક દુરગુણ રાખે હૃદયમાં, સદ્ગુણ મૂકે કાંઢી:
ગોવિંદ, ગોવિંદ કે'છે ત્રિભુવન, જુવો આ ગામની કાઠી. બાપલીયા૦

---

## અમદાવાદમાં ઘર ભાડાના કોપનું સંક્ષપ્ત વૃત્તાંત.

( રાગ—ભજન કરી લ્યો ભાઇ, પૂરણ પ્રેમ ધરીને )

ઘર ભાડાના ભાવ, વધાર્યા બહુજ જણાએ;
અમદાવાદે આજ, મૂકી નથીજ મણાએ. ઘર૦
ભાડુત વિણા જે, મકાન રઝળતું;

ચાર, પાંચ રૂપિયે, તે નથી મળતું;
લે છે ભાડું એમ, માલિક હાલ ઘણાએ. ઘર૦
બે રૂપિયે જે મકાન મળતું;
તે દસ રૂપિયે આજ નથી જડતું.
કેવો આતે કોપ, મુખે ભાઇ જાણાએ ઘર૦
પંદર, વીશ માસિક કમાએ;
ભાડા ખાતે જો દસ જાએ;
દસ રૂપિયામાં કુટુંબ, કો કેવી રીતે ખાએ ઘર૦
મુંબઇમાં છે આકટ લાગું, તેમ થવામેં અહીયાં માગ્યું,
પણ સરકારે મનેજ, પાડી ચોખ્ખી નાએ. ઘર૦
હવે અરજ આ કયાં જઇ કરવી;
માગણી રદ થઇ ગઇ છે ગરવી;
રાજય, પ્રજાના હિત, તણી વાત (ગઇછે) ઉડી વાએ. ઘર૦

---

## ઓસીયાળથી સારા માણસોની થતી સ્થિતિ.

" અહા પ્રભુ કરમનકી ગતિ ન્યારી એ રાગ "

ઓસીયાળ જેવું આ દુનિયામાં, ભાઇ નથી કંઇ ભૂંડું;
મહાદુ:ખથી પણ એ દુ:ખ મોટું, વિચારી કહું છું જો ઉંડું
ઓસીયાળ જેવું ભાઇ નથી બીજું ભૂંડું. ટેક.
મરતાં પણ નવ જોઇએ મોઢું, એવા નિચાજન હોએ;
ઓસીયાળથી તે ધક્કા મારે પણ, ચાહીએ તેને મન તોએ ઓ૦
ન કરવાનું કામ કહે તે, પડે દોડીને જો કરવું રે:
મનમાં તો બહુ લાગે માઠું, ઘણું આથી ઉત્તમ છે મરવું. ઓ૦

સાફ જાજરૂ કરવા તેડી રાખે, એવા અવગુણી હોય જાદા;
સલામ કરીને કેહેવા પડે છે, સાહેબ, કાકા, બાપુ દાદા. ઓ૦
મહા લુચીને ફીટેલ રંડા, જાણીએ મનથી જે નારી;
ટળવળતાં તે અક્ષણી મુખે કેહેવું તું સમ નથી કોઇ સારી ઓ૦
ઓસીયાળનું મેં બહુજ બુરૂં, કામ દીઠું છે જો આંખે;
કેછે ત્રિભુવન ઓસીયાળ એવી, કરી લાચાર જે નાખે. ઓ૦

---

## મુંઢ અને મુરખ પાસે શા માટે અરજ કરવી ?

"રાગ મૈયારીનું મૂખ દેખી, પ્રીતિ પલટાવીરે"

શામાટે જઈ અરજ કરવી, મૂંઢ, મુરખની પાસેરે;
ડબલ દુઃખને વોહોરી લેવા, ફજેત મળવા હાથેરે. શામાટે૦
અરજીને નવ વાંચે આંખે, કહ્યું ન સુણે કાનેરે;
સાવ નિરાળું સાચું કેહેતાં, ધરે ન જરી પણ ધ્યાનરે. શામાટે૦
હોય પાંસરી બાબત તેને, ઘરાર માને ઊંધીરે;
ફોડ રૂડી પાડીને કેહેતાં માને ન મરતાં સુધીરે. શામાટે૦
અરિ પદ લઇને સામા બેસે, બહુ બહુ આડું ભરડેરે;
સેહેલી સારી વાતો છોડી, જયાં આડી એ મરડેરે. શામાટે૦
અદીઠ આવાને નહિં કરતાં, જો તે પાસે જાશોરે;
કે, ત્રિભુવન પેટ ભરીને, સહુ બહુ જન પસ્તાશોરે. શામાટે૦

દોહરો.

મૂંઢ, મૂરખ જયાં હોયતાં, નહિં માગવી દાદ;
એકવડું દુઃખ ભોગવી, ચુપ બેસજો બાત. ૧

---

## ભાવનગરના રાજયમાં એડમીનીસ્ટેટર સાહેબ તરીકે નામદાર ઓવન સાહેબનું નામ મારા સાંભળવામાં આવતાંજ નિચેની કવિતા લખાઇ હતી.

( રાગ—ઓનળ—આવ્યોરે. )

ભાગ્યોદય ભાવેણાંનાં ધન્ય; ઓવન આવ્યારે. ૧
થશે સુખી ઘણા પ્રજા જન; ઓવન આવ્યારે. ૨
હર્ષ હૈયે ધરે સહુ લોક; ઓવન આવ્યારે. ૩
જેને દિલે દયા છે અથોક; ઓવન આવ્યારે. ૪
જશે ટળી બધા અંધકાર; ઓવન આવ્યારે. ૫
નહિં રહે પ્રકાશનો પાર; ઓવન આવ્યારે. ૬
નાસી જશે લાંચીયા ઘેર; ઓવન આવ્યારે. ૭
થશે જેથી રૂડી લીલા લહેર; ઓવન આવ્યારે. ૮
કાન વાઢેલું કૂતરૂં જાય; ઓવન આવ્યારે. ૯
એવી જુલમીની દૂર દશા થાય; ઓવન આવ્યારે. ૧૦
નહિં વેઠે પકડે કોઇ વાણ; ઓવન આવ્યારે. ૧૧
વિના સતમી અને વિના દાણ; ઓવન આવ્યારે. ૧૨
જન ખિન હશે ગુન્હેગાર; ઓવન આવ્યારે. ૧૩
નહિં શિક્ષા પામે ઘડી વાર; ઓવન આવ્યારે. ૧૪
નહિં રાજુલાના લાવે પાણ; ઓવન આવ્યારે. ૧૫
ચણુવા નોકરને મફ્ત કબરસ્તાન; ઓવન આવ્યારે. ૧૬
"નાજા" જેવી નહિં બને ઘાત; ઓવન આવ્યારે. ૧૭

નહિં છૂટે નોકર ગુન્હેગાર; ઓવન આવ્યારે. ૧૮
નહિં ચાલે માંખણીયાનું જોર; ઓવન આવ્યારે. ૧૯
નહિં ફાવે કદી નીતિ ખોર; ઓવન આવ્યારે. ૨૦
નહિં ગઢડારે જોવે ગામ; ઓવન આવ્યારે. ૨૧
નહિં ધુતે સ્વામીનું ધામ; ઓવન આવ્યારે. ૨૨
નહિં નજર કરે ગોપનાથ; ઓવન આવ્યારે. ૨૩
કરી છાની રીતે ઉતપાત; ઓવન આવ્યારે. ૨૪
ઝીણી નજરે જોશે સહુ કામ; ઓવન આવ્યારે. ૨૫
દાદ સરખી દેશે એ તમામ; ઓવન આવ્યારે. ૨૬
એવા જ્ઞાની અને ગુણવાન; ઓવન આવ્યારે. ૨૭
પામી મહિમાં પ્રજાનું માન; ઓવન આવ્યારે. ૨૮
લોક ગણે છે દેવ સમાન; ઓવન આવ્યારે. ૨૯
પાલીતાણા સુધાર્યું સંસ્થાન; ઓવન આવ્યારે. ૩૦
હતા સાહેબ પારસીવલ; ઓવવ આવ્યારે. ૩૧
તેથી વિશેષ દિસે બુદ્ધિ બળ; ઓવન આવ્યારે. ૩૨
થશે રાજ્ય રૂડું રે આબાદ; ઓવન આવ્યારે. ૩૩
રાજ્ય નાણું થશેન બરબાદ; ઓવન આવ્યારે. ૩૪
નહિં ખોટાં નામાં લખી કોઇ; ઓવન આવ્યારે. ૩૫
કોટી પતિ હવેનહિં હોય; ઓવન આવ્યારે. ૩૬
નેતા, શ્રોતા, વક્તા વિદ્વાન; ઓવન આવ્યારે. ૩૭
જુવે, જાણે સુણે છે બે-કાન; ઓવન આવ્યારે. ૩૮
આપો, આપો ઉરેથી આશિષ; ઓવન આવ્યારે. ૩૯
જેને સુખી રાખે જગદિશ; ઓવન આવ્યારે. ૪૦
રહો આરોગ્ય સહુ પરિવાર; ઓવન આવ્યારે. ૪૧

અહોનિશ કહો નરનાર; ઓવન આવ્યારે. ૪૨
ઘણો ખુશી થયો છું મન; ઓવન આવ્યારે. ૪૩
જાણો સહુ કહે—ત્રિભુવન; ઓવન આવ્યારે. ૪૪

નામદાર ઓવન સાહેબને હું જાતે ઓળખતો નથી. તેવીજ રીતે તેઓ નામદાર મને પણ ઓળખતા નથી. પરંતુ તેઓશ્રીએ કાઠિયાવાડ ઇલાકાનાં ગોહિલવાડ પ્રાંતમાં પોલીટીકલ એજંટના હુદ્દાથી પોતાનાં જયારથી પનોતાં પગલાં કર્યાં ત્યારથી તેમનાં સદ્કાર્યો અને સદ્ગુણની વાતો મારે કાને પ્રસંગોપાત અથડાવા લાગતાં મારા અંતઃકરણની ઊંડી લાગણીમાં આનંદની અલૌકિક સ્ફૂરણા થવા લાગી. જેને લીધે "કાઠિયાવાડ સમાચાર" નામના પેપરમાં મેં લેખો લખવા શરૂ કરેલા. અને ઘણા લેખો લખ્યા હતા. આ વાતને લગભગ વીશેક વર્ષ થયાં હશે. હજુ એ લેખોમાંના કોઇ કોઇ મારા પાસે છે. આ લેખો લખવાનો હેતુ તેઓ નામદારના સર્વોતમ ગુણનું દરેક માણસ અનુકરણ કરી પ્રજાજનોનો આશિરવાદ મેળવવા ભાગ્યશાળી બની આત્માનું સાર્થક કરે. એજ હતું.

નામદાર ઓવન સાહેબની ઉજવળ કીર્તિ આજ પર્યંત વિશેષ વૃદ્ધિથી અખંડ છે. અને તેઓશ્રીનું જરૂરને પ્રસંગે ભાવનગરમાં પધારવું થયું. એ ભાવનગરની પ્રજાએ પોતાનાં અહોભાગ્ય સમજવાનાં છે. એની પ્રતિતિને વાસ્તે ઉપરની કવિતા અને આ લેખને આ પુસ્તકમાં સ્થાન આપું છું.

નામદાર ઓવન સાહેબ ન્યાય બુદ્ધિ અને ઇશ્વર પ્રેરણાએ શુદ્ધ વિચારે સ્વતંત્ર મનોબળનો સદ્ઉપયોગ કરી રાજ્ય અને

પ્રજાનું ઇષ્ટ ઇચ્છી દરેક કાર્ય ઘણી સરળતાથી કરનાર અને રાજયકુમારોને રૂડી રાજયનીતિથી કેળવનાર છે. તેઓશ્રીના એકલા હાથથી જો ભાવનગરનો રાજયકારોબાર કરવાનું ઠર્યું હતે તો રાજય પ્રજામાં અપૂર્વ લાભ હતો. તેમ થયું હોત તો મારા અંતઃકરણની ધારણા અનુસાર કહેવું જોઇએ કે રાજય પ્રજાનો અભ્યુદય થવા ઉપરાંત બાળ માહારાજામાં ઘણા ઉંચા અને સર્વોત્તમ પ્રકારની રાજયનીતિના સંસ્કાર દાખલ થવા પામતે--

---

## પાપીને પાપનો પડઘો પડવા કેવી રીતે લાગ્યો ?

### ગઝલ.

હવેલાં હોંશથી કીધાં, તળાવોની હવા ખાવા;
સટ્ટામાં તે ગયાં ચાલ્યાં, બન્યા લંગોટીયા બાવા. ૧
જુલમના દામ લીધેલા, અને જો કેર કીધેલા;
ચણાવ્યા મ્હેલ જો તેના, રહે તે કોઇ કો શાના ? ૨
ભરી બહુ પાપમાં પાની, નહિ જો કોઇથી છાની;
શિખામણ ના જરી માની, ઉડે ના કેમ ત્યાં વાવી ? ૩
ન રાખ્યું પાપમાં કાચું, કરીને દૈત્યનું ડાચું;
મળ્યું તે ફળ બહુ ખાસું, કહે છે લોક સહુ સાચું. ૪
ન ચાહે ચિત્તથી પતની, ન ચારે ચિત્થી વતની;
દશા તેથી બની છે આ, સહુ કુડાં અરે કૃત્યથી. ૫
ખરેખર થઇ રહ્યો એવો, જણેતાએ જણ્યો તેવો;
અને જો ઢેડીયા જેવો, વિશેષે શું તેને કેવો. ૬

કુટે છે છાતીએ પાણો, લાંબો જો પોકને મુકી;
ચુકવતાં દામના પુરા, દીવાળું રોકડું ફૂકી. ૭
ગયું છે ઓસરી સોતું, રહ્યુ ના ઘર તણું નેવું;
અરેરે તે છતાં હજીએ, પતાવ્યું જો નથી દેવું. ૮
"ઠગાઇ" ભાઇતણી કીધી, ન પુંજી ભાગની દીધી;
નિસાસા તે વળી લાગ્યા, અને તેથી થઇ વીધિ. ૯
ધુંમાડે બહુ ગયેલો જે, આંકેલા સાંઢની જેવો;
નહિં જે ગાંઠતો કોને, ગધેડા સમ બન્યો કેવો. ૧૦
અનીતિ આખરે તારી, નડી છે ન્યાળ નિજ આંખે;
કહું છું હું કર્યું ખોટું, વિચારી કે પ્રભુ સાખે. ૧૧
રહ્યો ના દીકરી દીવો, રહ્યું ના વારસે કોઇ;
ગયું છે વાગતે ઢોલે, દીધું છે હાથથી ખોઈ. ૧૨
ઘણા તો કે બન્યો ગાંડો, ઘણા તો કે પડયો માંદો;
ઘણા તો કે થયો ડાંડો, અરે લુચા તણો દાદો. ૧૩
ચંદાને સાથમાં રાખી, હવે તું જા અરે કાસી;
ખરેખર નર્કના વાસી, શિખામણ ઉધ ધરી ખાસી. ૧૪
કરેલાં કૃત્ય જો હાથે, ભોગવવા જા હવે જાતે;
સસીને તું રવિ સાખે, ગ્રહીને સાર સહુ વાતે. ૧૫

## દોહરો.

અપકૃત્ય કીધાં હાથથી, તે ભોગવવાં ભાઇ;
દીલ દીલગીરી ના કરે, નહિં મિથ્યા એ થાય. ૧

# સંવત ૧૯૭૬ ની સાલમાં સટોડીયાની થયેલી સ્થિતિ

## ગઝલ

હવેલાં હોંશથી કીધાં, હવા આકાશની ખાવા:
સટ્ટામાં તે ગયાં ચાલ્યાં, બન્યા લંગોટીયા બાવા. ૧
પોષાકો પેરતા રૂડા, નવીનજો ભૂપની જેવા:
ગયા તે ને થયા પોતે, જણેતા એ જણ્યા એવા. ૨
ઘરેણાં, ઘાટ ફેશનના, પેહેરીને ઘુમતા અંગે:
ગયા તે ગોળ ખાવાને, પડયા સટ્ટા તણે સંગે. ૩
મોટરમાં માલતા દાડી, ઘડી પોહોરો નહિં ખાતા;
વેરાગી સમ બની પોતે, દીઠા છે રોડ પર જાતા. ૪
મરડતા મૂચ્છને હાથે, પરાણે વાળને ખેંચી:
વદન વિલાં કરી બેઠા, કરીને લાંબના એંસી. ૫
ખરાડા પાડતા એવા, ગરજના વાઘની કરીને;
હુંકારો તે નથી દેતા, બોલાવીને ભલે મરીએ. ૬
ઘરે નિત્ય નારીઓ ખાતી, મગાવી અભિનવા મેવા;
ધણીના ગુણ ગાતી તે, મંડી છે છાજીયાં લેવા. ૭
કુટે છે છાતીએ પાણા, ધણીને નાર બે સાથેઃ
નથી તે બંધ કોઈ રે'તા, કહેતાં લાખ પણ વાતે. ૮
ગયું જર જોર સહુ નાસી, ગયા છે દિલથી ડુકી;
બેઠા છૂપાઇને ઘરમાં, દીવાળાં રોકડાં ફૂકી. ૯
અતિ ધનવંત થાવાને, જતા સટ્ટો ઘણા કરવા:
પડે છે પૃછ લે બળદો, પડયા છે તે સમા મરવા. ૧૦
બળદ તો સાંગડું નાખે, ઉભાએ થાય છે કરતાં;

આને તો સાંગડું કરતા, નથી બે પગ જમિ ઠરતા. ૧૧
નથી રયાં કાંઇ વાપરવા, નથી રયાં ઘર તણાં નેવાં;
દીવાળાં કાઢીયાં તોએ, ઝુલે છે શિરપરે દેવા. ૧૨
ભૂલાવે જીંદગી સુધી, એવી છે ખોડ બે કાઢી;
સટ્ટાએ લાડવો દીધો, રૂપાળો નાકને વાઢી. ૧૩
હશે બે સર્મ બે જવા; ફરીને ખેલશે સટ્ટો;
ત્રિભુવન કે જૂવો નજરે, બેઠો છે કેટલો બટ્ટો.

દોહરો.

અતિ અનીતિ જે કરી, બહુ મેળવે ધન;
દૂર દશા તેની બને, કે'છે ત્રિભુવન. ૧.

---

## આવાને નથી કેહેતો—રાગ.

### ત્રિતાળી—ચોપાઇ.

જેની બુદ્ધિને વળગ્યો છે કાટ, તેને કઈ કહું હું શાને માટ,
જેની બુદ્ધિને ઉધેઇ વળગી, તેને હોએ દયા બહુ અળગી.
જેનું ભેજું ગયું છે કોહાઇ, તેને કેહેવાથી શું લાભ થાય?
જેના સડી ગયા તંતુ જ્ઞાન, તેને મનુષ્યની હોએ શું ભાન?
જેના અંતઃરે હોય લાય લાગી, હિતાહિત વિચારે એ ક્યાંથી?
જેનું મન્ન ગયું છે મૂંઢાઇ, તે શું રાખી શકે પ્રોઢતાઇ.?
જેની બુજાઇ ગઈ સમજ શક્તિ; તે શું સમજે રાજ્યને દેશ ભક્તિ.
છતી આંખે વળ્યા હોયે પડદા, તેને જીવતાં છતાં ગણી મડદા;
નથી તેની પાસે કંઇ કેહેતો, દેખી તેને થાઉં છું હું વેહેતો.
જ્ઞાંની ગુણી અને હોયે દક્ષ, તેને માટે ખેંચાવું છું લક્ષ.

---

# પુનર લગ્નને અભાવે કેટલીએક વિધવાઓ—શું કર્ત્તવ્યો કરે છે ?

## ભુજંગી—છંદ.

કરે બાળ હત્યા, અને ગર્ભ પાડે;
જુવો પેપરોમાં, છપાએ ઉઘાડે;
નથી ત્રાસ તેનો, અરે કેમ થાતો; ?
નથી સાંભળ્યો જે, બન્ને કાન જાતો. ? ૧
મહા પાપ માનો, થતાં જીવ હાની;
નથી વાત કોથી, અરે આ અજાણી;
છતાં તે ઇલાજો, નથી કેમ લેતા; ?
અને ધ્યાન શાને, તમે કોઈ દેતા. ૨
નથી લાજ આમાં, અરે નાત જાતી;
ફજેતી તમારી, નથી કો લુટાતી ?
કરે બાળ હત્યા, જુવો કોઈ નારી;
વગોવાય છે નાત તેમાં તમારી; ૩
વળી વિધવાઓ, મરે છે અકાળે;
થતા ગર્ભ પાતો, તણા તેજ બાને,
થતાં ઘોર કૃત્યો, જરા તો વિચારો;
ગદ્ધા પૂંછ ઝાલી, મરો કો ન યારો, ૪
વધારે લખીને, જણાવું શિ રીતે:
સહુ જાણુ તારા, તમે છોજ ચિત્તે:
ત્રિભુવનના છે, રૂડા ઉદ્‌ગારો;
કરો (પુનર) લગ્ન માટે, ખુલ્લો સાવ ધારો. ૫

## શું બૈરાંઓનો આવો સ્વભાવ નથી ?

( ખેર કાંટો ભાગ્યો—રાગ. )

ગમે તેટલી જ્ઞાની, હાં-હોય દુનિયાંએ માની;
પણ છેવટ બુદ્ધિ પાની. ગમે૦ ૧
વેર કરાવા ઉભાં બહુ કરે છે, બુદ્દા;
દેવા પાડી સહુ છુટા. ગમે૦ ૨
કોપ કરે છે ત્યારે, સગા ધણીને મારે;
હાં દયા દિલ નવ ધારે. ગમે૦ ૩
હોય વાતો બહુ છાની, જો ક્યાંએ નહિં કે'વાની;
તે વાયરે વાવલ વાની, ગમે૦ ૪
કરીને ખુલ્લી વાતું, નક્કી કપાવે માથું;
એવું બૈરીનું ખાતું. ગમે૦ ૫
સાહસિક કામો કરતી, નથી પ્રભુથી ડરતી;
શરમ આંખ નથી ધરતી. ગમે૦ ૬
કળા કરે છે ભારી, જે નવ જાણે મોરારી;
એ એવી કામણગારી. ગમે૦ ૭
પીડાદે એવી પાકી, સુરપતિ જાયે થાકી;
ત્રિભુવનની, એ કાકી. ગમે૦ ૮

---

( ૩ )

લઇલે લઇલે લઇલે સાથે, લઇલે ખાવાને ભાતું;
મૃત્યુ લોકમાં સઘળું મૂકી, નાં ખાલી હાથે જાતું. લઇલે૦

ભુખ લાગશે જોશે ખાવા, ઘડી ન ભૂખ્યો રેહેવાનો;
સગું સંબંધી કોઇ ન મળે ત્યાં, જઈને કોને કેહેવાનો. લઇલે૦
ધ્યાન દિલમાં કોઇને આવે, જેથી ત્યાં તુજને દેશે.
હોય લાવ્યો તો ખાઇલે દેવો, મોં પર ખુલ્લુ તે કે'શે. લઇલે૦
વણ ભાતેથી ભટકી મરશે, ભુખ્યો તરશ્યો જો નરકે;
હશે સાથ જો ભાતું તો તો, ખાશે જઇ ખાંતે સ્વર્ગે. લઇલે૦
લોભ કરીને લેતાં ભાતું, સ્વર્ગ જતાં જો જે ભૂલ્યો;
ત્રિભુવન કે દુઃખ દરિયામાં, તું તારે હાથે ડુબ્યો. લઇલે૦

( ૪ )

ફીકર કરમાં તું બીજાની, નસીબ સરવે છે લાવ્યાં;
તારા ઉપર મૂંડ મૂંડાવી, કોઇ નથી અહિંયાં આવ્યાં. ફીકર૦
હશે લખેલું જેમ નસીબે, તે સહુનું તેવું થાશે;
તલપુર ફેર પડે નહિં તેમાં, વ્યર્થ બધું તારૂં જાશે. ફીકર૦
શું મૂઠીમાં લઇને આવ્યો, જનમતાં આ જગ વિષે;
નિરમાણ કીધું છે ભાઇ જોતું, પૂરણ વિચારે જગ દિશે. ફીકર૦
સંભાળી લેજે તું તારૂં, ફીકર દે અન્યની મૂકી;
ત્રિભુવન કે એ ફીકરથી, તું તારૂં નાં જા ચૂકી. ફીકર૦

---

## વ્યભિચારથી થતા લાભ યાને ફાયદા.

### સવૈયા.

સરસ ઘણી સીફીલી થાએ, પરમો પેહેલા નંબરનો;
બદનો પણ બે ગાંઠા થાએ, ભાગ બગાડે અંદરનો;

વળી વધે વધરાવલ રૂડી, વખાણ તેનાં શું કરવાં;
વીશ ફુટક પણ સારૂં ફુટે, આંખે પણ નવરે નરવા; ૧

અંધાપો બહુ ઉત્યમ આવે, વા, વળી સાંધા સહુ રોકે:
પાર રહેનાં જો પીડાનો, આવડે છે રડતાં પોકે;
ઘરમાં દાણા જગ્યા ન રોકે, લાજ વળી ચાલી જાએ;
વ્યભિચારથી જુવો ફાયદા, તાત્કાળીક પેહેલા થાએ. ૨

લુંટારા સમ ઘરને લૂટી, આખર રાંડો મારે લાત;
ત્રિભુવન કે વ્યભિચારના, લાભ તણી આ બીજી વાત:
અન્ન વસન્નની સિખે આખડી, સિખે પહેરતાં લંગોટી;
પાછા વાળે કોઇ ઘર જાતાં, ઘડી કરે નહીં ત્યાં ખોટી. ૩

ઘણી વખત તો શરીર સુધરે, કર્ણ નાકનો જાએ ભાર:
મળે કોઠ દિ વણ માગેથી, જેલ તણો જબરો આધાર;
મોત વળી વેહેલું આવે છે, આવરદા કરીને ટુંકી:
સગાં સંબંધી હરખે આવે, જઇ જંગલ દેવા ફુંકી. ૪

---

કહો કેવા લાભ? છે બાકી? વળી ઘણી ધીમાસથી પોહોળે પગે ચાલવાની ગતિ આવડે છે; તે સાથે મલાજાથી કેવી રીતે લૂગડું થોભીને ચાલવુ? તે ઘણી સેહેલાઇએ પોતાથીજ શિખી શકાય છે. વળી ડાકટર અને વૈદોની દોસ્તી પણ થાય છે ઘરમાં વાસણ કુસણનો બોજીસાળો રેહેતો નથી. એવું ઘર બને છે યાને શોભે છે, કોઇ વખતે તો સીકલીના સુભ પ્રસંગે ઘરનું બળીદાન આપવાનું કિંમતી કામ આપણેજ હાથેથી કરવાને ભાગ્યશાળી

 બનીએ છઇએ. સગાં સ્નેહી કે સંબંધી વિગેરે કોઇ

પણ આપણને બોલાવી શકેજ નહીં તેવું આપણું માન અને મોભો વધે છે. સઘળાં આપણને જોઇ, આડું જોઈ જાય છે. એવી તો આપણી બીક લાગે છે. સ્વરૂપ તો બાખીના જેવુંજ કરી શકાય છે, કે જેની ખરેખર યોગી પણ શું વિસાતમા ? એટલુંજ નહિ પણ કમનસીબો સાથે તો પ્રીતિની ગાઢ ગાંઠ વાળી શકાય છે. જે કે જીંદગી ભર પણ તુટતી નથી.

જરા આંખોની ઉન્નતિ વિષે પણ લખું છું—સીફીલીના સંસ્કારથી આંખે દસ દસ, પંદર પંદર, મહિના મહિના, બબે મહિના, છ છ મહિના દુઃખાવો પ્રાપ્ત થાય જેને લીધે બબે ત્રણ ત્રણ વખત ભરણ ભરવાનો સુભ પ્રસંગ પ્રાપ્ત થાય છે. સીફીલીના સંસ્કારે ભલ ભલા ડાકટરોની પરિક્ષા લઇ શકાય છે કે, તેને આંખોનું સમારક કામ આવડતુંજ નથી. કારણ કે સીફીલીના પ્રભાવે બગડેલી આંખો અસલ સ્થિતિમાં આવી શક્તિ નથી. જેથી આપણે કેહેવું હોય તો કહી શકાય કે ડાકટર દવાના કામમાં યોગ્ય નથી, ગમે તેવા દેવની બાધા આખડી રાખીએ તો પણ દેવ દઇવત બતાવી શકતા નથી. તેનાથી કશુંએ વળતુ નથી ખાવાને માટે શીરો પુરી મળે છે; પલંગમાં સુઇ રહી શકાય છે, ઘરનાં કોઇ બોલાવી કામ પણ ચીધી કે બતાવો શકતાં નથી. એવો આપણો મોભો વધે છે. ભાત ભાતના રાગ તાણીને રડતાં તથા કુટતાં વગર શિખવ્યે આવડે છે, રે-રામ !!! રે પ્રભુ !!! એવા શબ્દોથી ઘાંટા પાડીને પ્રભુ પ્રાર્થના કરવાની ટેવ પડે છે–એ બાપ મરી ગયો; એ ભાઇ મરી મયો; એવા એવા લોક પ્રિય શબ્દો સદા બોલાય છે. આંખોની સર્વો

તમ વ્યાધિથી ડોકમાં ફાંસો ઘાલી જાણે કે વગર વિમાને સ્વર્ગ માં જઇએ ? એવી એવી હૃદયમાં વિચાર સ્ફુરણા થાય છે, અંધાપો આવતાં તો આનંદની વાતજ શી ? એને રૂપાળું ધિમાશથી ચાલવું, લાંબા હાથ કરીને હવાને માપવી ? રાંધવા કરવાનું ટળી જાય છે. મને કોઇ ખાવા આપો છો બાપુ ? આવું બોલતાં કોઇ પાઇ પૈસો મફત આપે છે. કેટલીક વખત છોકરાં આંગળી ચાલો કરે છે. રીસ આવવાથી પછાડી ખાવાનું અને ભટકાઇ લાલ માથું કરવાનું સહેલ થાય છે. દુનિયાને જોવાની મહેનત પણ મટી જાય છે. આ વ્યભિચારના સંસ્કારનું એક સરવોતમ સુખ છે તે કદિ ખ્યાલથી દૂર કરશો નહિં. એ માટે કબીર વાણીથી ખાસ ભલામણ કરવી પડે છે.

---

## કેટલ્યા એક લોકો કહે છે કે. સત્તાની પાસે શાણપણું કામ આવતું નથી. આમ કહે છે પણ તે ખોટું છે કારણ ?

### રાગ પરભાતી.

( જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુજ વિના ધેનુમાં કોણ ) જાશે ? એ ઢબ.

સત્તાની પાસે શાણપણું, છે કામનું બહુ ભાઇજો;
શુદ્ધ હાથે ન્યાય મંદિર, ન્યાય લેવા જાય તો. સત્તાની૦
દગો, કપટ વરજીત કરી, વરજીત કરીને ઇરષા;
ન્યાય બુદ્ધિ શુદ્ધ રાખ્યે, ન્યાયની નાં રહે તૃષા. સત્તાની૦

ઠગાઇ કરવા મનથી જો, ધારણા ફિર ના ધરે:
તો ન્યાય મુરતી ન્યાયની જો, વાલથી વૃષ્ટિ કરે, સત્તાની૦
ન્યાય મુરતીને કદિ, નહિ કલેશથી કંટાળવી;
સત્ય, માનને વિનયએ, ત્રણ વાતને સંભાળવી. સત્તાની૦
અરજદારો ઉરમાં, આ, વાત લખીને રાખજો;
કે ત્રિભુવન તોજ તમને, લાભ મળશે પાધરો. સત્તાની૦

દોહરો.

હોય થવાનું જે સમે, તેજ થવાનું થાય:
વધે ન જવ, તલનાં ઘટે, કરો ક્રોડ ઉપાય. ૧
હર્ષ શોક કરવો નહિ, બનતાં હાની લાભ:
કુદરતના એ ખેલનો, સહેને છેજ બનાવ. ૨

---

## કોઈ ઠેકાણે કવિતામાં લખેલા મળે તો શું કરવું? અને તેઓને કેવા કહેવા!

ગઝલ.

આવાને શું અરે કેહેવા, અને શું બોધ ત્યાં દેવા.
ઉપાયો શું કહો લેવા? આવાને૦
ખોટા જે આળને નાખે, સુરજને ચંદ્રની સાખે;
ન બાકી ત્રાસમાં રાખે આવાને૦
ગુન્હા બિન કૈકને પકડે, ગુન્હા બિન કૈકને રગડે;
મુખેથી ભાવતું ભરડે. આવાને૦
કરે છે કોઇ તો ચોરી, બિજાને જાય તો દોરી:
તદન ખોટી કરી હોરી. આવાને૦

ગુન્હા બીન કંઇકને ઠોકે, ગુન્હા બીન કેદમાં રોકે;
રડાવી મુખથી પોકે, આવોને૦
ખરો ગુન્હો છે જે, ન પીછો તે તણો તો લે;
બિજાને દુઃખડાં બહુ દે.
દેડક પર કાગડા તુટે, અને જેમ માંસને ચુટે
સમાતે જે નરો છુટે. આવોને૦
કઢાવા જુલમથી નાણા, ગુન્હાનાં દે જુઠા બાના
મળ્યે નાણાં રહે છાના. આવોને૦
હૃદયથી એટલું કેહેજો, ખબર આની પ્રભુ લેજો;
ઉંડી આશીશ એ દેજો.

## આંધળા બજારો કેવી રીતે લુંટે ?

### ગઝલ.

બજારો આંધળા લુંટે, ન કોઇકાં ? ભાવ પણ પુછે ?
ત્રિભુવન સીર એ કુટે. બજારો૦
બની દસ, પાંચની ટોળી, અનેક એ કારણો ખોળી.
મનની વાળીને જોળી. બજારો૦
કરે છે વાતુઓ મોટી, અંદર તો સાવ હોય ખોટી,
મની લેવા જુવો ઓટી.
પરોપકાર ટામ કરવાનાં, બતાવે છે બહુ બાનાં;
અંદર તો હોય નાં પાણા. બજારો૦
જગતના સુખને માટે, અમે તો નીકળ્યા વાટે,
બહુ દે બોધ એ ઘાટે. બજારો૦

લીએ છે એમ મની રતી, દગામાં સરવથા ખુતી;
ખાવાને જકતને ધ્રુતી. બજારે૦
દગાથી દેશને ઘેરી, ચખાડે બી બહુ ઝેરી;
ન નાખો વાત જન વેરી. બજારે૦
કરે છે દંભ તે એવા, ખરેખર માહાત્મા જેવા;
ઠગી જન ખાય છે તેવા. બજારે૦
નિરક્ષણ દ્રષ્ટિએ જો જો, વળી આંત્રિક ને દઇ બોજો;
પછી આવા પરે મોહજો. બજારે૦

## પેટ ઉપર પાટું મારનારાઓને માટે.

ભુજંગી છંદ.

કરે કોઇ જાણી, તમારી કસુરો,
બુદ્ધિનો સદા જે, રહેલો અધુરો;
દઇ શિખ રૂડી, બને તો સુધારો;
પરંતુ નહિ પેટમાં પાટું મારો. ૧
કરે ભુલથી જો, કસુરો હજારો;
ગણી મુર્ખ તેને, તમે સો સુધારો;
વળી હાથથી જો, તીખી લાત મારો;
પરંતુ નહિ પેટમાં, પાટું મારો. ૨
વિના કારણે કો, કરી ખાર ખારો;
ગરીબો સતાવી, ન દયો દુઃખ ભારો;
કસુરે દયાથી દીનોને ઉગારો;
પરંતુ નહિ પેટમાં પાટું મારો. ૩

ગરીબો તણી હાય લેશો તમે તો;
પ્રભુ કોપશે તો, ખરે કો સમે બે;
થશે હાલ બે હાલ. જન્મ તમારો.
નહિ પાટું તે માર, કો પેટ મારો. ૪

## અમદાવાદ સ્ટેશનમા ટીકીટ માસ્તર સાહેબ રામપ્રસાદ અંબાલાલભાઈના સંસર્ગથી મળતા આનંદ માટે ઇશ્વર પ્રાર્થના.

### ભુજંગી છંદ.

મળો મિત્રતો, રાંમ પ્રશાદ જેવા;
સુજેલા જનોને, ઘણો મોદ દેવા;
મને ભેટવાથી, અત્યાનંદ થાએ;
નહિ વર્ણવ્યાથી કદી વર્ણ વાએ; ૧
રસીલી રૂપાળી, વદે મુખ વાણી;
ઠરે છાતી નેત્રો, રૂડો ભાવ જાણી;
વળી હાસ્ય સ્ફુરે, ખિલે રોમ અંગે;
વળી શાંતિ આપે, રૂડાં તેજ સંગે; ૨
અભિમાન જેને, ન દિસે લગારે;
દીનોને શ્રીમાનો, સમાનેજ ધારે;
કરે ઉપકારો, દયા દિલ ધારી;
રૂડા ગુણ એવા, ગ્રહે સુખ કારી. ૩

નથી મોહ માયા, તણો દિલ જેને;
નથી લોભ માયા, તણો લેશ એને;
સદા પ્રેમ ને રેમ એ દ્રવ્ય માને;
રૂડી કીર્તી એથી, કરી છે ખજાને. ૪
મળો મિત્ર આવા, સદા સુખ કારી;
ત્રિભુવન્ન છે વિનતીએ મુરારી;
મળ્યું સ્થાન આનંદનું જે રૂપાળું;
સદા સુખમાં રાખજો એ કૃપાળુ. ૫

કાઠિયાવાડના એક દેસી રાજ્યમાં અઘોર કુકર્મો કરનાર જીવતા સેતાનોની ટોળીના હેવાનીયતપણાથી મારા શરીરને લાગેલા આગાધની સદૈવ તાજી રહેલી વ્યથામાં જે શાંતિના વિચારો સ્ફુરતા હોય; તો તમારોજ સંસર્ગ છે.

ટોળીમાં ખાસડે દાળ વેહેંચાઇ છે, એક બીજાનો મોઢા જોવાનો વેહેવાર રહ્યો નથી. કેટલાએક ખાટલા આધિન થઇ, છ, છમાસ નર્કના દુઃખો ભોગવી વિશેષ બદલો ભોગવવા યમ-રાજની હજુર હાજર થઇ ગયા છે, કોઇના દીકરા મરી ગયા, તો, કોઇનો દીકરી દીવો પણ રહ્યો નથી. જો કે તેવાઓને કર્મ ફળ નજર આગળ મળ્યાં છે. અને મળશે; તો પણ તેથી મને થયેલો જખમ રૂઝાતો નથી. તેમજ તેના પ્રત્યેની ધિક્કારની લાગણી દૂર થઇ દયાની લાગણી પ્રગટતી નથી. પ્રભુ તેમને તેમના કાર્યનો બદલો આપો. એવી કાયમ અંતઃકરણથી આશિષ અપાય છે. તે તમો મળો ત્યારેજ ભૂલી જવાય છે. આ ઓછા આનંદની વાત નથી.

# કેવા નોકરો મરો.

## ગઝલ.

મરોને નોકરો એવા, ન જાણે શેઠની શેવા;
શ્રજેલા માગણું લેવા, મરોને૦ ૧
લટકતા શેઠને મેલી, સલામો નાં કરે છેલી;
ઉઠીને વાટ લે વેલી, મરોને૦ ૨
એદીને આળસુ જેવા, કરે છે કામ જે એવાં;
બળે જોઇ શેઠીયા તેવા. મરોને૦ ૩
રજા નાં માગતાં ઘાટે પડેછે પાધરા વાટે;
એને જો જીવતાં ડાટે. મરોને૦ ૪
મોકલીએ ગામ જો મૂળી, ચડે તે લાઢીએ શૂળી;
મુકી સહુ કામમાં પૂળી. મરોને૦ ૫
જવાનું ઉથરાણી કે, અને હોટેલમાં પેસે;
બની ત્યાં શેઠીયા બેસે, મરોને૦ ૬
કરે છે ચોરીઓ છાની, ચોળાવા શેઠને વાની;
બૂરૂ બહુ શેઠનું માની, મરોને૦ ૭
બોલે છે શેઠનું વાંકું, ગળે જો તાકીને ચાકું;
ખેડે જે વેર બહુ પાકું, મરોને૦ ૮
દગો બહુ શેઠથી રાખે, પ્રભુ પણ જે નહિ સાંખે;
એવું તે ઉલટું તાકે, મરોને૦ ૯
જુઠાથી બહુ બને રાજી, જુઠા કે હાજી એ હાજી;
જાતીના પુરતા પાજી, મરોને૦ ૧૦
બીજાજે આગના ભડકા; જવાપોદે બહુ કડકા;
હશે આ કોણના લડકા, મરોને૦ ૧૧

વખત જે તેમને ફાવે, દુકાને તે વખત આવે;
બિછાનાં શેઠ બિછાવે, મરોને૦ ૧૨
ઠરે છે એટલ્યા ફાંકા, જાણે હોય શેઠના કાકા;
પુરવના ભવ તણા પાકા, મરોને૦ ૧૩
પગારો પુરતા દેતાં, નથી હાજર અરે રેહેતા;
કહેતાં માનથી મેતા, મરોને૦ ૧૪
ધરે જે જ-મ-વા જાતાં, ન આવે પોહેર પણ થાતાં;
કુટાવે રોજ જે માથાં, મરોને૦ ૧૫
સિખામણ જે જતાં દેવા, ચડાવે ધુંધડા એવા;
ખિલાડા કાળવા જેવા. મરોને૦ ૧૬
દુકાને જીવનાં ઘાલે, કહેતાં ઉલટા ચાલે;
એને જે જમડા જાલે. મરોને૦ ૧૭

**દોહરા.**

પગાર લેવા રોકડા, ને નવ કરવાં કામ;
આવા પણ છે નોકરો, નીતિ ખોર હરામ. ૧
કાઢયા પણ નવ પાલવે, રાખ્યા નવ પોસાય;
ત્રિભુવન કે છે ઘણા, આવાઓ દુઃખદાય. ૨

---

## કવિતામાં કેટલા રસ આવે છે? અને તેના ગુણો શું?

**મનહર—છંદ.**

કાવ્ય માહે નવ રસ, તેમાં મુખ્ય સંગાર છે;
મહિ વિશે માનવીને, મોહમાં ધસાવે છે.

બિજો વીર રસ તે તો, શૌર્ય ખૂબ ચડાવેને;
ત્રિજો હાસ્ય રસ તે તો, બહુજ હસાવે છે.
ચોથો રૌદ્ર રસ તે તો, ક્રોધને ચડાવે ખૂબ;
ભયાનક પાંચમો તે, ભયથી નસાવે છે.
કરૂણા છઠ્ઠો તે દયા, દિલ અતિ ઉપજાવે;
શાંત સાતમો તે ઉર, શાંતિને વસાવે છે. ૧

અદભુત આઠમો તે, આશ્ચર્ય પમાડે અંગ;
બિભત્સ છે નવમો તે, લજ્જા તોડી નાંખે છે;
કાવ્ય કળા જાણનાર, કવિ રૂડા હોય તેઓ;
ઠાંસી ઠાંસી કવિતામાં, રસ ભરી રાખે છે.
રસ વિના કવિતાઓ, ફીકી ફસ જેવી લાગે;
વાંચનાર વાંચતાંજ, કંટાળોજ લાવે છે.
રસ ભરી કવિતાને, વાંચનાર સહુ લોક;
આનંદ અતિ પામીને, હર્ષ ઔા બતાવે છે. ૨

---

## હાશ્ય, શ્રૃંગાર અને કરૂણા રસવાળી કવિતા.

### ત્રોટક—છંદ.

અવિનાસી મને, નમણી રમણી;
સહુથી બમણી, કહું ભેટ કરે.
ઉપકાર સદા, તુજ ત્રિભુવનો;
જુગ જુગ પ્રભુ, ઉર માહ ધરે. ૧

---

## જે શેઠ નોકર પ્રત્યે ઘાતકીપણું ગુજારતા હોય; ખાવાની પણ રજા આપતા ન હોય; તેવા શેઠને નોકરોએ કેવી રીતે વિનંતી કરવી?

### રાગ.

" હું કાળી નાગણ થઈ, ડસું ગણિકાને. "

જો જરા પેટમાં પડે, મારગ તો જડે;
કામ કરવાનો, હું ભૂખ્યો પગલું એક નથી ભરવાનો.
ગમે તેટલ્યું લડો, ઊંચા થઇ પડો;
છેવટમાં મરો, નથી ઠરવાનો. હું ભૂખ્યો૦
પે'લું છે પેટ, સાંભળજો શેઠ;
પછી છું વેંઠ, વેંઠ કરનારો. હું ભૂખ્યો૦
તજી સહુ ઠાઠ, તમારે હાટ;
પેટને માટ, નોકર રહ્યો ધારો. હું ભૂખ્યો૦
ભૂખ્યા જો રહી, થશે જો નહિ;
નોકરી કઇ, જીવ છે મ્હારો. હું ભૂખ્યો૦

---

## અવદશા આવવાની નમુનેદાર નિશાની.

### એકત્રીશા—સવૈયા.

જે ઘર ઘી, દૂધ સાકર રૂડાં, નિત્ય નવીન હોય વપરાતાં;
પડે પીપીયા ત્યાં પાણીના, ભાડુત રહે તરશે મરતાં;
એવી રીતે પાણી ચોરે, ફક્ત ત્રાસને પાથરવા;
ત્રિભુવન કે જોઇ ઘર ધણીઓ, હું લાગ્યો છઉં થરથરવા. ૧

રતી સમ રૂડી વૈરી હોએ, શંખણી ચોખ્ખી ત્યાં થાઓ;
ગરધવ સમ દે નાથ બનાવી, નવ બાપડાથી બોલાએ;
ઘણી વૈરીનું ગાયું ગાયે, નવ બિજુ મુખ બોલાએ;
ત્રિભુભન કે સાવ ઉઘાડાં, ચિન્હ દશાનાં એ થાએ. ૨
શુદ્ધ કર્કશા કજીયા વિણુનો, એક દિવસ નવ જાવા દે;
ઘરનાંને વળી એ પરનાંને, સુખ ઘડી પણ લેવા દે;
અનેક યુકિત કામ લગાડે, અનેક ધતીંગ ઉભાં કરવાં;
શાંતિ નવલે પોતે જાતે, રેહેવા નવદે અન્ય નરવા. ૩
આમંત્રણ અવગુણને કરતાં, નાર નથી પાછી પડતી:
ભાડુતને વળી પાડોસીને, રોજ રહે બહુએ નડતી:
નાત જાતને સગાં સંબંધી, સાથે નવ રાખે સારૂં;
ત્રિભુવન કે તે બોલ્યાનું, નવ રાખે કયાયે બારૂં. ૪

---

## કૃતઘ્નની પછીથી સારૂં કરે તેથી શું ?

### ગઝલ.

મૂળેથી નાકને ટાળી, કરે ઝેરી ધરી પાળી;
ઘડાવે તે પછી વાળી, કહો એ કામ શું આવે ?
મૂળેથી ડોકને કાપે, દયાનાં દિલ જો રાખે;
પછીથી પાઘડી આપે, કહો એ કામ શું આવે ?
કપાવે કોણીથી રૂડા, બન્ને જો હાથને પૂરા;
મઢાવી દે પછી ચુડા, કહો એ કામ શું આવે ?
સમૂળા કાન બે કાપે, ન બાકી લેશ પણ રાખે;
પછીથી લાડવો આપે, કહો એ કામ શું આવે ?

ન ખાવા જીવતાં દીધું, કર્યુંનાં કામ જો ચિંધ્યું;
મુવાથી શ્રાદ્ધ બહુ કીધું, કહો એ કામ શું આવે ?
પ્રથમતો પાટુંઓ મારી, અરિસમ મનમાં ધારી;
પછી ટાઢી ઘણી ઠારી, કહો એ કામ શું આવે ?

## કોણે જીવતર ઝેર કર્યું ?

રાગ—" પાટણના નૃપ નથી તુજ મહેલે પદ્મની નારી. "

પ્રજામાં પૂર્ણ પ્રસારી ત્રાસ, ધરમ નીતિને મારી લાત;
એવા જબરા કીધા ઉતપાત, ધ્રુજાવી ધરણી સહુ સારી;
ધ્રુજાવી ધરણી સહુ સારી, જીવન કીધું ઝેર અનીતિ.
જેણેરે પ્રગટાવી.
કરે તે ઘાતકી એવાં કામ, લીધાં નવ જાયે જેનાં નામ;
ખલકમાં ખોટી ભીડી હામ; ગજબ જો સ્થળ સ્થળ ગુજારી (૨)
જીવતર કીધું ઝેર અનીતિ. જેણેરે પ્રગટાવી.
ખુદાનો નવ ખાતા જે ખોપ, કરે છે કાળો એવો કોપ;
રીબાવી વણકારણ જે લોક, અક્કલને સઘળી પરવારી (૨)
જીવતર કીધું ઝેર અનીતિ, જેણેરે પ્રગટાવી.
ભરે નહિં પાપથી પાછો પાય, પ્રભુને દુનિયાંનો ડર ખાય;
અભિમાને અતિશય ઉભરાય, કરે હિંસા હણી નર નારી (૨)
જીવતર કીધું ઝેર અનીતિ, જેણેરે પ્રગટાવી.
હરે છે જેહ પરાયા દામ, કરીને ખોટે ખોટાં કામ;
નફટને નીતિ ખોર હરામ, ખરેખર બાપ તણું ધારી (૨)
જીવતર કીધું ઝેર અનીતિ, જેણેરે પ્રગટાવી.

દોહરો.

ાાર, ખેદને ખોદણી, ખુટલ કૃત્ય કરનાર;
સંગે તેની ચાલશે, વણ મોતે મરનાર ?

## હાલના કવિવરો.

### મનહર છંદ.

વસુધામાં કવિતાનો, વાયરો વાયો છે બહુ;
તેથી કૈંક કવિ તણો ફાંકો રાખી ફરે છે.
કાલું, ઘેલું, ગાંડું અને, ગોબરૂને ઘણું ગંદુ;
લુલું, લંગડું ને ફીકું, ફસ કાવ્ય કરે છે.
કવિતાના નાક, કાન, મુખનું ન જાણે ભાન;
કવિ તાણું લાવી તાન, ચિત્રિ પાનાં ભરે છે.
માત્રા તથા અક્ષરોનો, મેળ તો જાણે ન જરા;
રસ, ગણના અજાણ, ખાલી દંભે મરે છે. ૧.

## કવિતામાં પણ ચોર થયા.

### મનહર છંદ.

કૈંક તો વિચાર ચોરે, કૈંક નવું જૂનું જોડે;
કૈંક રૂપ કવિતાનું, ફેરવી તે નાંખે છે.
કૈંક શબ્દ ચાળવે છે, કૈંક છેલ્લું પેલું કરી,
રૂપાંતર પૂર્ણ ધરી, કવિ નામ રાખે છે.

કેક કાવ્ય બિજા તણી, ઉત્તમ વાંચીને ઘણી;
તેના બને પોતે ધણી, એવું મુખ ભાંખે છે.
વેચી ખાય એવા ખોર, કાવ્ય તણા થયા ચોર;
ત્રિભુવન કહે પ્રભુ, આતે કેમ સાંખે છે. ૨.

---

## કવિ થવું હોય તો ભાઇઓ શિખો.

### દોહરા.

મ, ય, ર, સ, ત, જ, ભન, આઠ ગણ, પેહેલાં સિખો ભાઇ;
માત્રા, અક્ષર મેળથી, કવિતા રીત સિખાય; ૧.
નવ રસ અંદર લાવતાં, ભલી રાખજો ભાન;
તો કવિતાનું કોકદિ, કંઇકજ મળશે જ્ઞાન. ૨.

---

## ભજન ભાવના.

ભજન કરી લ્યો ભવ તારણનું, મમત તજી દો માયાનો;
ઘડી ભરૂસો કોઇ નવ રાખો, કાચા ઘટ સમ કાયાનો.
ભજન૦
મનનું ધાર્યું મનમાં રહેશે, તનનું તે રેહેશે તનમાં;
હશે તમારાં તેજ ઉપાડી, જગવી દેશે જંગલમાં;
ભજન૦
ફટકયા વારે દેશે ફુંકી, ખબર ખલકને નહિ કરશે;
ઘણી કમાણી કરીને દીધી, તેજ દયા દિલ નવ ધરશે.
ભજન૦

કાયમ કોઇ નથી રહેવાના, રાંક અને જો સહુ રાજા;
કૈક કબાલે ગયા ઉપડી, હાઇ વોઇ કરતા તે જાજા.
ભજન૦

તે સમ છે સહુને જાવાનું, ક્ષણ પણ વધુ નથી રેવાનું;
ત્રિભુવન કે ભજન કરી લે, કે નથી બિજુ કે રેવાનું. ભજન૦

( ૨ )

લઇલે લઇલે લઇલે સાથે, લઇલે ભાતું લેવાનું;
પાછળથી જો કોઇ કુટુંબી, ત્યાં નથી આવો દેવાનું; લઇલે૦
હાથેથી જો લીધું હોશે, તો આગળ ખાવા થાશે;
લેતાં ભૂલ્યો જો પ્રાણી તો, પસ્તાવો પૂરો થાશે. લઇલે૦
પાત્ર પરિક્ષા પેહેલી કરજે, દાન પછીથી તું દેજે;
કુપાત્ર કરમાં કંઈપણ દેતાં, આંત્રિક દ્રષ્ટિથી જોજે. લઈલે૦
સુપાત્ર જનને દાન દઇશતો, તે આગળ હાજર થાશે;
કુપાત્ર જનને દાન દઈશતો, વ્યર્થ બધુ વ્હાલા જાશે. લઇલે૦
સુકૃત્ય કરજે સદૈવ પ્રાણી, દુશકૃત્યથી રેહેજે દૂરે;
તો કે છે મળશે ત્રિભુવન, શાખ શાસ્રો સરવે પૂરે. લઇલે૦

## મને એક થઈ પડેલું દુઃખ

### મનહર છંદ.

માલેકીનાં દ્વાર નહી, ખાવા માટે જાર નહીં;
ડંફાસનો પાર નહી, અભિમાને માલે છે.

ભાડે પણ ઘર નહીં, ચડવાને ખર નહીં;
જુતાં પગ પર નહીં, ડોળ બહુ ઘાલે છે.
વાત માહે સાર નહી, જ્ઞાન તલ ભાર નહીં;
વિદ્વતાનો પાર નહિં, એવી રીતે ચાલે છે.
હિંમત લગાર નહીં, ભાર, બોજ કાર નહી;
માથા ભારે થઇ ફરે, એજ દુઃખ સાલે છે. ૧

## ખર પંદરી, રાગ ચોપાઇ.

મોટામાં એ મોટો ખર, પાણી પીઇને પૂછે ઘર. ૧
તેવો મોટો બિજો ખર, વેસવાળ કરીને જુવે વર. ૨
ત્રિજો પાછો એ છે ખર, આંગળી નાખી જુવે દર. ૩
ચોથો કહીએ એને ખર, બેસી ડાળે કાપે થડ ૪
પાંચમો કહીએ એને ખર, વરા કરે વેચીને ઘર ૫
સાથે છઠ્ઠો એ છે ખર, પ્રભુ તણો નવ રાખે ડર. ૬
સાતમો ભણજો ભાંવ ખર, ઘર સોંપીને તાકે પર ૭
આઠમો જો જો એ છે ખર, શક્તિ હિણુ બતાવે બળ ૮
સાવ નવો છે નવમો ખર, જઈ પકડે દાતાના કર ૯
દસમો વસ્મો છે જો ખર, વેસ્યાનો જે થાએ વર ૧૦
અગીયારમો હું કહું છું ખર, જુલ્મ થકી જે લે છે જર ૧૧
બારમો બોલું છું એ ખર, હેત થકી નથી ભજતો હર ૧૨
તેરમો તાકી જો જો ખર, મેંણા દેતાં ન તપાસે ઘર ૧૩
નિરાક્ષરીને મીજાજ ભર, ચૌદમો લેખો તેને ખર. ૧૪
પંદરમો ખર ગણજો એજ, આડો આવી બોલે તેજ. ૧૫

## કાગળ ઉપર નીતિ વિરૂદ્ધ કૃત્ય કરવાનું ફળ.

### દોહરા.

કાગળ પર નર જે લખે, વણ નીતિનાં કામ;
તેનાં માતા શારદા, કરી દે વદનો સ્યામ. ૧

અનંત દેખી દાખલા, આ આપું છું બોધ;
કરવી જો જો હોય તો, પૂરણ કરજો શોધ ૨

અન્ન ખાવાને નાં રહે, રહે ન ઘરમાં ધન;
સંપત્તિ ચાલી જાય છે, સમજી લેજો જન. ૩

---

## ઇશ્વરથી અલગ પડનારનારને માટે.

### પરભાતી.

ઉઠને આતમ ઇશ સમરવા, વાહાણલું વાયું;
એદી બની કેમ ઉત્યમ તારૂં, અળપાવે આયુ. ઉઠને૦

ઘડી ઘડી કરતાં ગયાં ચોઘડીયાં, ગયા પોહરના પોહોર;
આમ કરી કેમ વર્ષો વિતાવે? કાળજડાના કઠોર. ઉઠને૦

આવી રીતે આયુ ઉડી જાશે, ખબર રેહેશે નેઇ;
કાળ ઓચિંતા જશે ઉપાડી, ઢોલ વડુકશે નેઇ. ઉઠને૦

કે છે ત્રિભુવન તારા માટે, વહેલો ઉઠીને ભાઈ;
મોક્ષનો મારગ મળવા સારૂ, લેને પ્રભુ ગુણ ગાઇ. ઉઠને૦

---

## બુઢાને બાળકી દેનારા અને શેઠીયા થઇ ફરનારા બહાદુરોને માટે બે બોલ.

### ગઝલ.

ફરો શું !!! શેઠીયા થઇને, બુઢાને બાળકી દઇને;
ગજબની ગીનીઓ લઇને. ફરો શું !!!
તાકો છો સુખ તો એવું, પરણતાં રાંડવા જેવું;
પતિ દઈ વર્ષનો નેવું. ફરો શું !!!
કરો છો કામ તો એવું, કરે નાં ઘાતકી તેવું;
જવાને નરકમાં જેવું. ફરો શું !!!
તમારી આબરૂ છાંડી, તમારી દીકરી રાંડી;
દુકાનો બેસસે માંડી. ફરો શું !!!
વદે છે લોક સહુ વાલા, જુવો જાયમો તણા કાળા;
લેનારા પુત્રિના લ્યાળા. ફરો શું !!!
આશિશ જો દીકરી દેશે, કેહેવા કાણીના રહેશે;
તમારાં છાજીયાં લેશે. ફરો શું !!!
ન સુખે કોઇ ફરવાના પિડા વિણ નૈજ મરવાના;
નરકમાં વાસ કરવાના. ફરો શું !!!
મૂડી તો વહી જવાની છે, દશા તો એ થવાની છે;
રેહેવાની ભાલ વાની છે. ફરો શું !!!
ખરેખર જીંદગી આખી, દીકરીને દુઃખમાં નાખી;
પ્રભુ એ શું ? શકે સાંખી. ફરો શું !!!
ત્રિભુવન ઉપમા દે છે, ન પાછળ કોઇ શેઠીયા કે છે;
પરંતુ ઢેઢીયા કે છે. ફરો શું !!!

દોહરા.

દામ લઇ દે દીકરી, જોઇ ઘરડો જે વર;
તળીયા જાટક તે તણું આખર થાએ ઘર. ૧

બહુ દીઠા મેં દાખલા, વધી ન કયાયે વેલ;
મૂળ ફળનાં નવ રહ્યાં, આવા કરતાં ખેલ. ૨

## ક્યાં જવું અને ક્યાં ન જવું?

દોહરા.

જવું મર્દ મોકાણમાં, જરૂરી તજી દૈ કામ;
જવું ન નિચા જાનમાં, મળતાં લાખો દામ. ૧

## દરેક ઠેકાણે શું હોય નહીં?

દોહરા.

ઘર ઘર કવિ નવ નિપજે, દાતા ઘર ઘર ન થાય;
શૂરા પણ સ્થળ સ્થળ નહીં, એ કુદ્રતનો ન્યાય. ૧

વન વન હોએ ન કેસરી, ગામ ગામ નહીં ભૂપ;
દરેક ડુંગર નાં વસે, યોગ્યેશ્વર અદભૂત. ૨

નેતા, શ્રોતા, દક્ષનર, બહુ જ્ઞાતા ગુણવંત;
સતિ અને સત્ય વાદીઓ, કયાં એક હોએ જન. ૨

## પ્રભુ સ્તુતિ, રાગ કેરબો.

મારી વિનતી વારમ વાર, સુણજો કૃપાવંત કીરતાર;
ભવસાગરમાં પડીયો ભૂલો, આપ ઉતારો પાર. મારી૦
કર્મ તણા મોજા મુજ માથે, અથડાવે બહુ વાર;
રગડી રૂંધી બહુ રીબાવે, નથી ખમતો માર. મારી૦
આડો અવળો એ ઘસડે છે, ઠરવા દે નહિ ઠાર;
એક સ્થળોથી ફેંકી બિજે, એમ કરે બે બાર. મારી૦
તારક તુજ વિણુ ન મળે બિજો, એવો છોજ આધાર;
ત્રિભુવન કે બે કર જોડી, તારો ભવ જળ પાર. મારી૦

---

## આવી બૈરીએ શું કરવું !!!

### દોહરા.

સાસરી નહિં સંઘરે, કરે ક્રોડ ઉપાય;
પીયર દીયેનાં પેસવા, કો બૈરી ક્યાં જાય ? ૧
અન્ન મળે ખાવા નહીં, ન મળે પાસે પાઇ;
રેહેવા ન મળે ઝુપડી, કો બૈરી કયાં જાય ? ૨

### જવાબ—દોહરા.

કરે નિરાંતે નાતરૂં, વેગે વલી જાય:
કુળ બોળવી બેઉનાં, એ સેહેલો ઉપાય; ૧
મલી હતી એક ભામની, પડતાં આવું દુઃખ:
ગઇ નાતમાં નાતરે, જેથી મળીયું સુખ. ૨
મરશો નાં મુઝાઇને, નવ કરશો કો ઘાત;
રસ્તો ખુલ્લો એજ છે, ન કરો બિજી વાત. ૩

# કોર્ટમાં લડવા જતાં કેવા લાભો થાય છે.

## રાગ.

" મૈયારીનું મુખ દેખી, પ્રીતિ પલટાવીરે "

લાભ નથી લડવામાં લોકો, કોરટદ્વારા કોનેરે;
ખરચો કરવા, ફેરા ખાવા, ફજેત મળવાં હાથેરે; લાભ૦
જેનાં વદનો જરીએ જોવા, હોય ન મનથી ગમતાંરે;
તેવાને દાદા, બાપુ કહી, પાય પડે છે નમવારે. લાભ૦
જૂઠાને બહુ સાચાં કરવાં, જોઇ જાણીને હાથેરે;
ધરમ, શરમને નેવે મૂકી, વળગી ખોટી વાતેરે. લાભ૦
ધંધા ઉપર ધૂળજ ઢાંકી, હેરાન હેરાન મળવાંરે;
ત્રિભુવન કે હાની હાથે, કોઇ કરો શું કરવારે ? લાભ૦

---

# નવરો માણસ શું કરે ?

## રાગ ઉપરનો.

નવરો બેઠો નખોદ વાળે, અન્ય નવ એને સૂજેરે;
કામ કરે છે કાળાં એવાં, જોઇ જગદિશ્વર ધ્રુજેરે. નવરો.
જ્યાં જાએ ત્યાં ધંધ મચાવે, ચુગલી ચાડી કરતાંરે;
વહાલાં વેરી કોઇ ગણેનાં, છેવટ સુધી મરતાંરે. નવરો.
નાતાં, ધોતાં, ખાતાં, પીતાં, એજ વિચારો બાંધેરે;
જઇ કઇ ઘડીએ જંગ મચાવું, નિત્ય નજર એ સાધેરે. નવરો.
બહુ વહાલામાં વેર કરાવે, સંબંધ દે છે ટાળીરે;
અનેક બુટા મન ઉઠાવે હોય ન વાતો બાળીરે. નવરો.

ખવરાવે તેનું બહુ ખોદે, નવ રાખે કંઇ બાકીરે.
લાભ વગરનો આ નવરો જો, બની નાગડો ભાથીરે. નવરો.
નવરાનો કદિ સંગ ન કરવો, પડછાયો નવ લેવોરે;
ત્રિભુવન કે દૂરથી દેખી, મારગ એ તજી દેવોરે. નવરો.

---

## કવરણ સાથે કામ ન પાડવા બાબત.

રાગ—" ભજીલીઓ ભગવાન, ભાઇઓ ભાવ ધરીને. "

કવરણ સાથે કામ, ભાઇઓ કોઇ ન કરશો:
પડછાંયે પણ કોઇ, આડા નવ ઉતરશો. કવરણ.
વિશ્વાસ બહુ ઉપરથી આપી, ઉર ધરે બેધારી કાતી;
અણધારી રીતે ડોક જો જો, દે છે કાપી. કવરણ.
ધરમ, શરમ નવ હોયે તેને, ઉર દયા પણ હોય ન એને;
સાર અસારનું જ્ઞાન, હોય નવ દીલમાં જેને. કવરણ.
જાત મિલકતનું તાકો સારૂં, કવન ગ્રહો આ મનથી મારૂં;
ત્રિભુવન તમ માટ, બતાવે સુખદ બારૂં. કવરણ.

---

## નબળો દિવસ આવે તેની નિશાનીઓ.

રાગ—મૈયારીનું મુખ દેખી, પ્રીતિ પલટાવીરે.

જેનો દિવસ નબળો આવે, તે મુખ આડું ભરડેરે;
ચોખ્ખું, સિધું, સરલ હોએ, તેને આડું મરડેરે. જેનો.
વેર વધ્યાના લે ઉપાયો, સરવ જગતની સાથેરે;
નાતો, મોહબત નાખે તોડી, સાવ નજીવી વાતેરે. જેનો.

કુડાં કામો કરવાં સૂઝે; કુડી નજરે આંખેરે;
બેસવાનું પણ દે છે ટાળી, ક્યાંય ન સારૂં રાખેરે. જેનો.
સીધા રસ્તા દે છે છોડી; અવળા મારગ જાલેરે;
ધરમ શરમ ઉપાને મારી, અતિ અનીતિ ચાલેરે. જેનો.
આસિરવાદો લેતા અટકે, બદવા લે છે જાજીરે;
સિખામણ નવ માને કોની, કુરાન પઢી કે કાજીરે. જેનો.
કુસંપમાં નવ બાકી રાખે, ઘરમાં ને વળી પરમાંરે;
અવિવેકને દે આમંત્રણ, ભૂખ લાવે છે ઘરમાંરે. જેનો.
બૈરીને બગડે છે હૈયાં, સઘળાં ઉલટાં વરતેરે;
ત્રાસ પ્રસારે બહુ પાડોસે, વળી ગામની ફરતેરે. જેનો.
કુકરમોનાં કામ કરીને, લે બાહાદુરી માનીરે;
ત્રિભુવન કે નબળા દિની, સાવ જુવો નિશાનીરે. જેનો.

---

# કોનાથી અદસ્ય રેહવું ?

**મનહર છંદ.**

નામ સુણી ત્રાસ થાય, દેખવાથી દર્દ થાય;
તેવા સાથે કદિ કામ, કોયે નહિં પાડવું;
કમનસીબીથી ક્યાંય, અણધાર્યો ભેટો થાય;
તેના સાથે બોલવાને, મુખ નહિ ફાડવું.
જીવતા સેતાન જેવું, સૃષ્ટિમાં એ સરજેલું છે;
દુનિયાંને દુઃખ દેવા, દુઃખનું એ ઝાડવું;
કિંમતી છે વાત રૂડી, જીગરમાં લખી લેજો;
કાનથી ન કાઢી નાંખો, ગણીને બરાડવું ?

દોહરો.

જે બોલેલા બોલને, નવ પાળે દઇ માન;
જનની પેટે તે પડયો, જાણે પથર સમાન.

## અદેખાઈ અને ઈરિષાથી પેટ ઉપર પાટું માર-નારાઓને માટે બે બોલ.

ગઝલ.

અરે ઓ ઇર્ષાવાળા, તમારા કાનની દ્વારા:
ગ્રહો બે બોલ આ મારા, ન મારો પેટ પર પાટું. ૧
મગજમાં ઇર્ષા લાવી, આંખોથી ક્રોધ વરસાવી;
દયાને ધર્મ પરવારી. ન મારો. ૨
તમારી જાત ઝળકાવા, તમારો રોફ પ્રસરાવા;
તમારૂં ગૌર બતલાવા. ન મારો. ૩
નિસાસા વોરવા કાળા, કરમના બાંધવા ભારા
જવાને નર્કની દ્વારા. ન મારો. ૪
કમાતા અન્યને દેખી, ગ્રહોના ઝેર જો તેથી;
બળીને ખાખ થઇ એથી. ન મારો. ૫
પશુ સમ ભાર ઉચકતાં, દુઃખોના ડુંગરા ગાતાં:
ગરીબો હોય રળી ખાતાં. ન મારો. ૬
તમારે પેટ છે જેવું, ગરીબને પેટ છે તેવું;
વધારે કેટલું કેવું. ન મારો. ૭
ગરીબની હાય જો ખાશો, બળીને ભસ્મ તો થાશો;
મરીને નર્કમાં જાશો. ન મારો. ૮

દોહરા.

પેટ પર પાટું મારતાં; દયા દીલ નવ ખાય:
અગણીત તે ઘર હાનીઓ, અણધારી જો થાય ૧
એ કુદરતનો ન્યાય છે, સમજો નરને નાર
અવસ્ય પડે એ કૃત્યથી, મહા ગેબનો માર. ૨
જો ગુન્હા જનકો કરે, તો તો કરવી ખુબ:
શિક્ષા ભારે કાયદે, પગથી માથા બુડ, ૩
જે ઉઘાડી આંખથી, પાપી જન દેખાય:
શિક્ષા કરતાં તેમને પાપ કદિ નવ થાય. ૪

---

## માથાં આડે આપનારની કદર નથી કરતા તેનાં કારણો શું ?

ગઝલ.

પશુથી હલકા નરતે, કદર શું ??? કામની કરશે ?
અને ઉપકાર શું ગણુશે ? પશુથી૦
આવાને દુઃખને ટાણે, મદદ જો આપીએ નાણે;
શી રીતે ખ્યાલ તે આણે ? પશુથી૦
ઉગારો કુંપમાં પડતા, જીવાડો અગ્નિમાં બળતા;
એવા શું યાદ તે કરતા ? પશુથી૦
ઘણાં નુકસાન અટકાવો, આડે જૈ સીર જપલાવો;
એના એ શું ગણે ભાવો, પશુથી૦
ભુંસાડી આપણા ઘરનું, સુધારો અન્ય જો નરનું;
સમજશે હૃદય શું ખરનું. પશુથી૦

કદર એ જાત છે એવી, નિચામાં નિચના જેવી:
કહી નવ જાય જો તેવી. પશુથી૦
કદર એ જનને દેખી, વસો ગાઉ સો સજજન તેથી.
જનાવર સાવ મત્ર લેખી. પશુથી૦

દોહરા.

જ્યાં એ કદરા હોય ત્યાં, કદિ ન ભરવો પાય;
એ ત્રિભુવન સુચવે, સેહેલો સુખ ઉપાય. ?

---

## અમોને રોફ ના છાંટો

ગઝલ.

અરે એ રોફ કરનારા, જગતના સુખ હરનારા;
ભૂતળને ભાર કરનારા, અમોને રોફનાં છાંટો. ૧
તમારી જાત ઝળકાવા, તમારૂં પોત પરખાવા;
લોફરમાં નામ સરખાવા, અમોને રોફનાં છાંટો ૨
મગજમાં ઈર્ષા લાવી, આંખોમાં ક્રોધ વરસાવી;
શરમને સ્વર્ગ પધરાવી, અમોને રોફનાં છાંટો. ૩
તમોથી શું થવાનું છે ? અમારી જાણમાં એ છે;
ભુવનમાં વાંસ ફરતો છે, અમોને રોફનાં છાંટો. ૪
સુચાણી કે નહી દીઠું, ભુલી ગઈ નાખતાં મીઠું;
અમોએ જાણી એ લીધું, અમોને રોફનાં છાંટો. ૫
તમારો તોલ છે કેવો ? તમોને મુખ શું કેવો;
અને શું બોધ કો દેવો ? અમોને રોફનાં છાંટો. ૬
તમારો દંભ સળગાવી, તમારૂં ગોર મલકાવી,
ડાહાપણ બોજ છલકાવી, અમોને રોફનાં છાંટો. ૭

# ભાઇઓ !!! મને શા માટે ડોસો ડોસો, કહો છો ! મારૂં પીધેલું પાણી પેટમાં ખારૂં ઝેર થઇ જાય છે.

### કારણ રાગ ત્રેતાળી ચોપાઇ.

મને ડોસો ડોસો નહી કરશો, મારી વાત તમેરે સાંભળશો:
મારૂં નામ છે ત્રિભુવન, થયા વર્ષ ફક્ત એકાવન;
તેમાં તમે મને શાને ડોસો, સહુ એક મતે થઇ કોછો ?
હજુ લગ્ન મારે છે જો કરવાં, તેમાં વેંણ કહો કેમ વરવાં ?
મારો સસરો જો વાત સાંભળશે, તો તો લગ્ન કદિ નહિ કરશે;
મારો સાળો કેહેશે વાત એવી, મારે બુઢો ન જોઇએ બનેવી,
મારી સાળી કેહેશે તે તો અણગું,મારી બેનને કયાં લફરૂં આ વળગ્યું.
મારી સાસુ કેહેશે સુણો ભાઇ, મારે ડોસોનાં જોઇએ જમાઇ.
સુણી વાતને સહુ જાશે છટકી, મારા લગ્ન જશે જેથી અટકી;
ડોસો કેહેવાથી શું લાભ તમને, થતી હાની વિચારોને અમને.
મને ડોસો કહો છો જયારે વારૂ, પાણી પીધેલું થાય છે ખારૂં;
મને જુવાન કાકા કેહેવાશે, ત્યારે લગન તુરત મારાં થાશે.
માટે ભાઇ તેમજ તમે કેહેજો મારી વાત પર લક્ષજ દેજો.
પરણ્યા પછી કેહેજો જેમ ગમે, નહી નારાજ થઇએ જો અમે.

---

# સંતાપ અને પરિતાપ શા માટે કરો છો ?

### પરભાતી.

સંતાપને પરિતાપ પ્રાણી શીદને બહુ બહુ કરે;
છે અજયું તેથી વધારે, જો નહિ મરતાં મળે. સંતાપ૦ ૧

હાંની થવાની જો હશે તો, કોઇથી પણ નહિ ટળે;
ને લાભ મલવો જો હશે તો, દેવથી પણ નહિં ફરે. સંતાપ૦ ૨

યશ મળવો જો હશે તો, ઉલટું કરતાં મળે;
અપયસ લખેલો જો હશે તો સુલટુ કરતાં ગ્રહે. સંતાપ૦ ૩

મર્ણ આવ્યું જો હશે તો, કોઇથી પણ નહિ ફરે;
વૈદ પકડી નાડીઓને, ક્રોડ ઇલાજો છો કરે. સંતાપ૦ ૪

એક વિશ્વંભર નાથને તું હૃદય રાખીને ફરે:
સંતાપને પરિતાપને; સંતોષથી અળગા કરે. સંતાપ૦ ૫

જે વખત છે જે થવાનું, તે વખત તે થાય છે;
સંતાપને પરિતાપમાં કાં? ત્રિભુવન અથડાય છે. સંતાપ૦ ૬

## ગઝલ.

નસીબમાં હોય તે થાએ, ગમે સહુ તેટલું ધાયે;
નસીબ વિણનાં મળે પાઇએ. નસીબ૦

ઉઠી વેહેલા અને મોહડા, લઇ જો રાંગમાં ઘોડા;
કરે છો દેશમાં દોડા. નસીબ૦

ભલેને વાહણ બહુ ખેડે, સમુદ્રોના તદન છેડે;
ચડી આકાશને મેડે. નસીબ૦

નસીબને નજર પર રાખી, કરો કામ જીંદગી આખી;
ફિકરને ખાડમાં નાખી. નસીબ૦

## કાં, મુસાફરો! મુસાફરીમાં ફરતાં શું ધ્યાનમાં રાખશો? કોઇ, કોઈ વીસીઓમાં કેવું સુખ હોય છે.

રાગ પુનમ ચાંદની.

સુણજો સૃષ્ટિમાં ફરનારા, સહુ મુસાફરોરે,
રૂડા જ્ઞાની, ગુણી ધર્મ ધુરંધર ભાઇ;
માહરી એક શિખામણ ઉરમાં, હરદમ રાખજોરે. સુણજો૦

સાખી.

આ કાળો કળીયુગ છે શામ કરનાર,
ધર્મ તમારો રાખવા ચેતો ચેતન હાર.

નહીં તો માર તમે જો, ખાશો પૂરણ પીઠમાંરે,
જેનું માપ અમાપ હોવાથી કહું છું સાર;
સમજો તે પરમાણે સરવે ભાઇઓ ચેતજોરે. સુણજો૦

સાખી.

સઘળે સૃષ્ટિમાં જુઓ, ચાલે રેલ વિમાન,
સુખ સંપૂરણ આપતાં, કરવા ધર્યાં કામ.

તેમાં દુઃખ હવે શું છે? તે જન હું દાખવુંરે,
તે પર પૂરણ દેજો દુનિયાદારી ધ્યાન;
માનુ મન મારાથી માનવીઓ હું એટલુંરે. સુણજો૦

સાખી.

જ્યાં જ્યાં જંકસન હોય છે, બદલવાને રેલ,
ત્યાં ત્યાં હોયે વીશીયો રહેવા, ખાવા સહેલ.

પણ ત્યાં દારૂણ દુઃખડા દ્રષ્ટિથી સહુ દેખશો રે,
જો નહિ પ્રથમ પરિક્ષા, કરશો તો આ જન;
માટે જોઈ જાણી અનુભવીને, લેજો આશરોરે. સુણજો૦

સાખી.

ત્રિપુંડ તાણે ત્રેવડાં, ચોથ ચંદ્રઆકાર,
ઉપવીતને માળા ગળે, બહુ ધારણ કરનાર.
જોતાં નજર થકી તે શુદ્ધ જાતીના છોકરારે,
ખામી કોઇશું ??? કાહાડે કોની છે મગદૂર;
એવા આંખોથી જોતાં, આપણને લાગશેરે. સુણજો૦

સાખી.

પણ માસાહારો તે કરે, વળી કરે મદ્યપાન,
કસાઇ થકી પણ કૃત્યાં નિચ ઘણા નાદાન.
જો જો વટલાવી મારે છે, માઠી રીતથીરે,
જોતાં નજર થકી તે જોયું, જન નહિ જાય;
માટે જો જો ભાઇઓ, આપે ઉંડા ઉતરીરે. સુણજો૦

સાખી.

ફુંકે ગાંજો, બીડીઓ, લુચ્ચા રંડી બાજ,
વાસી એ કારણ કરે, (કેક) કુડાં કૃત્ય કરવાજ.
મુજને અનુમાનો તો મનમાં, જન એમ આવીયુંરે,
સારા વિચારોનું વળીયું સત્યાનાશ;
તેથી તમ આગળ આ, વાતલડી વિનયે કરૂંરે. સુણજો૦

## સાખી.

પ્રથમ પેસી પેટમાં, લઇ જાએ છે ઠામ,
વીસીમાં પેઠા પછી, લે ડગલે ડગલે દામ.

જાણે ગોર સરવા, બેઠા હોએ બારમુંરે,
મુઠો મુઠો વિણુ એ, વદે ન મુખડે વાત;
ખાતો સહુ ઉરમાં આ, લેખ લખીને રાખજોરે. સુણુજો૦

## સાખી.

વખાણુ કરે પેહેલાં ઘણાં, ભાવિક છે ભોજન,
પીરશે જ્યારે પાટલે, ખાસું તે ખડ ધન.

તેમાં અડધું તો કાચું ને કોરૂં હોય છેરે,
જેમાં કાંકરીઓ દાઢે, રૂડી કચડાય;
જેનું વર્ણન શું વ્હાલાઓ હું અહીંયા કરૂંરે. સુણુજો૦

## સાખી.

ખાવામાં તો ખરપીયા, જેવો દે ખોરાક,
લે ખાસુદી પુરીના, પૈસા એ નાપાક.

બળતરા બહુ બહુ જમનારાને, મનમાં થાય છેરે,
પણ શું ઉપાયો લેવાં, કો જંગલ માંય;
તેમાં સામું તો બોલાએ, નહીં જો મુખડેરે. સુણુજો૦

## સાખી.

ચોખવટ કરવા જાય તો, ખાય ગાળને લાત;
વધુમાં પાટુ પણ પડે, કોણ મુકાવે બાત.

કારણ કોરટ તો હોએ છે, બહુ બહુ વેગળીરે,
વળી કોણ ખર્ચ કરીને, વખત બહુ રોકાય;
એવા વિચારોથી (સહન કરીને) જાવું જો જખ મારતારે.
સુણજો.

સાખી.

બીજી છે બહુ બાબતો, લખતાં નાવે પાર;
ટુંકામાં તમને કહ્યું, સમજી લેજો સાર.

ભયામક નજરે આવે, જમડાનો દેખાવ ત્યારે,
રગડી રીબાવી મારે છે, રેહેતાં રાત;
મેં તો નજરે દીઠાં, દારૂણ બહુ દેખાવનેરે. સુણજો.

---

## હરકોઈ માણુસ રબરૂમાં નહીં પણ પાછળથી કેવા માણસોને કુતરા કહે છે ?

ગઝલ.

કહે છે કુતરા કેને ? લીએ છે લાંચ જો તેને.
કરે અન્યાય જો એને, કહે છે કુતરા તેને.

રીબાવે માર મારીને, હરવા દામ ધારીને;
આફત કો સિર ઉતારીને કહે છે.
બીજે છે હર ઘડી વાતે, વિચારે ના જરી જાતે;
કરૂં હું શું અરે આતે ? કહે છે.
મફતના માલ જો ખાવા, કરે છે અન્યને બાવા;
કરી ખોટા અરે દાવા. કહે છે.

બકે છે ફાવતું મોહોડે, અરે જે લાકડા મોહોડે;
ઘણા જે ઉર થકી કોડે. કહે છે.
ઓદે છે ખાય છે તેનું, લઇ જો પાનીયું એનું.
અરિ પાકો બની તેનું. કહે છે.
બકે છે સર્વ જે વેળા, કરીને લોકને ભેળા;
કરી મોટા જુઓ મેળા. કહે છે.
બકવાથી જે નહીં થાકે, કદિ પણ દિનને રાતે;
વિચારે કોઇ નાં વાતે. કહે છે.
લડે છે સર્વના સાથે, કરે છે ગાળથી વાતે;
ધરી ઈર્ષા ઘણી જાતે. કહે છે.
સગાને સ્નેહીઓ સાથે, ઉઘાડે જો લડે માથે;
પાટું, ઢીકા એને બાથે. કહે છે
ચોરે છે જે મળે તેનું, મુકે ના કોઇદિ કેનું;
સગાને સ્નેહી હોય તેનું. કહે છે
ન સિધુ તોલથી તોળે, ન સિધુ બોલથી બોલે;
હણે માથું ધર્યું ખોળે. કહે છે
દગો જે માલમાં કરતા, પ્રભુથી જે નથી ડરતા;
ફરે છે લુટવા ફરતા. કહે છે
ઘરે તો હોય છે નારી, ઘણા રૂપ ગુણથી ધારી;
તજીને તે રમે જારી. કહે છે
મારગમાં નારીઓ જાતી, દેખીને એહ કમજાતી;
કરે છે મશ્કરી તાતી. કહે

શિખામણ કોઇ આપે તે, ગ્રહેના કાનમાં જન જે;
ધાણી જે હિતની હો એ. કહે છે૦
લડાવે લાકડાં એવા, ન જોયાં જાય જો તેવાં;
પડયા મૂકે નહી હેવા. કહે છે૦
ભસે છે સરવને દેખી, સર્વને હલકા લેખી;
કરી ભારે વળી શેખી. કહે છે૦
જરા જો લાભને માટે, હણે છે સર્વને ઘાટે;
બંધાવી આંખને પાટે. કહે છે૦
આવાના નામને મુકો, આવાના મુખ પર થુંકો;
લગાવી પગ તણો સુકો ત્રિભુવન એ કહે સહુને. કહે છે૦
મફતના ડર બતાવીને, મફતના દીન સતાવીને;
પૈસા લે પડાવીને. કહે છે૦
રખડતા હોય છે ફરતા, નથી ધંધો કદિ કરતા;
નથી જરા લાજથી ડરતા. કહે છે૦

---

## આ કોને કહેવું પડે છે ?

**ગાયન.**

આ ??? ગુજરાતી (આવાં) કાઠિયારે, વાડીથી સરવે ચેતજો.
કૈંક કોળણને ઢેડીને, અહીંયા લાવે છે તેડીને;
લુંટી લેશે દઇ, મેડીનેરે. આ.
કંઇક વણીક, કણબી, દ્વિજો ધંધો કરતા નથી જો બીજો;
ગરણે સા ગળી પાની પીજોરે. આ.

જો નહી ચેતો તો રૂવાના વૃત વાઢી નાંખશે કુવામાં;
એવા છે કેંક મેઇ લુવાણારે. ઓ.
કેંક કાકા મામા થાતા, નથી દુષ્ટ જરીએ લજવાતા;
આવે ઊંચ કુળના ગુણ ગાતારે. ઓ.
કાતીલ કાતીના ઉરવાળા, બનશે સસરા બનશે સાળા;
આપ, લે, કરતાં રેહેવા વાળારે. ઓ.
કન્યા પરણાવી ભમવે છે, જબરી ધાંધલ એ જગને છે;
ભોળા જનને ભીખ મગવે છેરે. ઓ.
કેક પરણાવે રાંડેલી, મહી સો, સો, વરને છાંડેલી;
મોકાણ આવી હોય માંડેલીરે. ઓ.
ગામના નામો લેછે ખોટા, કરવા એવા એવા ગોટા;
પરવત જેવા જોજો મોટારે. ઓ.
વિશ્વાસ બહુ બહુ એ બતલાવે, વટલેલા અન્યને વટલાવે;
હા, હા-કાર એવો વરતાવેરે. ઓ.
જેવા હડકાયા હોય કુતરા, એવા આ દેશમાં બહુ ઉતર્યા;
વણ તેડયા આવે વણ નુતર્યારે. ઓ.
ફેર કરી જયાં ત્યાં આવા, લોફર લુંટી કરી દે ખાવા;
આ લેખ લખ્યો છે ચેતાવા. ઓ.
કેંક બન્યા જેલના વાસી, નથી ટેવ તજતા તોએ ખાસી;
જેલને માની એની માસીરે. ઓ.
માટે ખાત્રી પાકી કરજો, છેવટે વાંઢા વિધુર મરજો:
શિખામણ આ ઉરમાં ધરજોરે. ઓ.

---

## ગઝલ.

પનોતી સાડસતી બેસે, ( અરજદાર થઇને )કોરટમાં તે વળી પેસે;
ત્રિભૂવન અનુભવી કે' છે. પનોતી૰

વકીલોની કરી પરવા, વળી ઘર તે તણાં ભરવા;
પડે પૈસા તૈયાર કરવા. પનોતી૰

પુરાવાની પીડા પાકી, જવું ફેરા થકી થાકી;
દશા કહો કેટલી વાંકી. પનોતી૰

વસીલા, વગ તણી વાતો, પડે કરવી ઘણી ત્યાં તો;
ફીકર કહો કેટલી ખાતો. પનોતી૰

પડે ખોટી ઘણું થાવું, તજી રોજગારને ખાવું;
જુવો ભાઈ દુઃખ છે આવું. પનોતી૰

ધુરકીયો કૈંકની ખાવી વિના જે કારણે ભાઇ;
દુઃખો તે કયાં કહું યાઇ. પનોતી૰

વખત જો કોરટે જાવા, ન લાવો કોઇ પણ બાવા;
કરો અભરામના દાવા. પનોતી૰

---

' મૈયારીનું મુખ દેખી, પ્રીતિ પલટાવીરે ' એ રાગ.

મૂરખને શિખામણ દેતાં ઉલટી થાએ હાનીરે;
અળગા વસજો એ કારણથી, માહારૂં કેહેવું માનીરે. મૂરખ૰

લાભ તમે તેવાનો તાકી, કેહેશો સેહેજે સવળુંરે;
તદપી કરશે ધાર્યું તેનું, અતિ ઘણું એ અવળુંરે. મૂરખ૰

બળતે પેટે કદિ વધારે, જોર કરીને કહેશોરે;
માન ગુમાવી જગના જનમાં, તમે તમારૂં દેહેશોરે. મૂરખ૦

ટુંકારા ને ખાશો ગાળો, ઉપકાર જો જો કરતારે;
ત્રિભૂવન સજજન કે તમને, ભલે મૂરખ્યા મરતા. મૂરખ૦

### એજ રાગ.

લોફર લડતા હોએ તેમાં, કદી ન આડા પડવુંરે;
સારૂં સાકર જેવું કેહેતાં, ઝેર ગણે છે કડવુંરે. લોફર૦

આવામાં આડે પડવાથી, પાય પનોતી વળગેરે;
ચોટે ચિત્તા સમ આપણને, એને રાખી અળગેરે. લોફર૦

આવા આવે આપણ પાસે, કદાચ કાંઇએ કે'વારે;
ક્ષણભર વાત હૃદયમાં ધરવા, કાન કદિ નવ દેવારે. લોફર૦

આવાને અવલોકી ડાહ્યા, સદાય રહેજો અળગેરે;
કયા નદીએ જાવું છે નાવા, જાલમ ઝગડો સળગેરે. લોફર૦

---

## હિંદુ બાઇઓના સુધારા.

### ( રાગ ) મરશીયા.

હાય હાયરે હિંદુ બાઇઓના સુધારા;
તજી દીધા રીવાજો, રૂપાળારે હાય. હાય. ૧

સહુ જુવો છો ભાઈ ભલાજો, મુકી દીધો છે માળવે મલાજો;
કેવી દીસે છે તમને બલાજોરે, હાય હાય ! ! હાય. ૨

હોય હાથેક સોળની સાડી, તોય અરધે માથેરે ઉઘાડી;
ફરે આમ તેમ ઘુમતી અનાડીરે, હાય હાય ! ! હાય. ૩
જુવે પોલકાં નિત્યે રૂપાળાં, ઘણી ઘણી ટુંકી બાંય વાળાં;
રહે બાવડાંઓ અરધાં ઉઘાડાંરે હાય હાય ! ! હાય. ૪
બહુ પોલકાંઓ આજે ગમે છે, પહેરી પોલકાંને ખુલ્લી રમે છે;
અને ચોટાંની મધ્ય ભમે છેરે, હાય હાય ! ! હાય. ૫
અંગ ઓઢે છે વસ્ત્રો જે આછાં, અંગ દેખાય વાંસેથી ખાસાં;
જુવો જુવો ભાઇ આ તમાસાંરે, હાય હાય ! ! હાય. ૬
પેહેરી સપાટ, બુટને ચાલે, એક હાથે જો છત્રી ઝાલે;
પછી મલકાતી મન મ્હાલેરે, હાય હાય ! ! હાય. ૭
ચા, વિના ન એક દિન છાંડે, ઉઠી વ્હેલીને કીટલી માંડે;
દીવા વાળી જો ધમરોળ રાંડેરે, હાય હાય ! ! હાય. ૮
મુખ ઘાલે છે પાનના ડુચા, થુંક ફેંકી કાઢે બહુ કુચા;
હોઠ રાતા કરી જુવે છે ઉચારે; હાય હાય ! ! હાય. ૯
કરે સોદા જો જઇને બજારે, હરી ફરી દુકાનો હજારે;
બાપ દાદાની આબરૂ વધારેરે, હાય હાય ! ! હાય. ૧૦
નિત્ય જોવા નાટકને જાયે, ગીત મુખે નાટકનાં ગાયે;
હોય ભલે પિતા, માત, ભાઇએરે, હાય હાય ! ! હાય. ૧૧
કેક શીખી હોટલમાં જાવા, બેસી ખુરસી ટેબલપર ખાવા;
કુળ ઉભયની આબરૂ ગુમાવારે, હાય હાય ! ! હાય. ૧૨
ઘેર ચુલે નાખે નહિ છાણું, ભાંગે ડબલ હોટેલમાં નાણું;
ભલે રહેવાનાં હોય ના ઠેકાણાંરે, હાય હાય ! ! હાય. ૧૩

બહુ ભાવે શીખંડને પુરી, રૂડાં રાયતાની સાથે કચુસી;
શાક મફત ખાવે બની સૂરીરે, હાય હાય !! હાય. ૧૪
રૂડા હાથના ખોરાકને તજીયા, ખાવા ગમે હોટેલનાં ભજીયાં;
સે છે નાણાં કરીને ઘેર કજીયારે, હાય હાય !! હાય. ૧૫
વળી મોઢાં રૂમાલે લુછે છે, આમ ભમરા હોડલમાં ભુંસે છે;
કોણ એવી નારીને પુછે છેરે, હાય હાય !! હાય. ૧૬
ઘેર ઘાઘરાને જાલરો જાજી, હોય તેમ તેમ થાય તે રાજી;
જોઇ જોઇને મરૂં છું હું લાજીરે, હાય હાય !! હાય. ૧૭
કેક દિસે ગુલાબડી જેવી, જાણે મારવાડની એક દેવી;
ભાઈ વિશેષ વખાણું હું કેવી રે હાય હાય !! હાય. ૧૮
કેક દેસી રાજાઓની રાણી, ફરે ખુલ્લી થઇને ભાઇ શાણી;
મુકી માથે ઓજલને પાણીરે, હાય હાય !! હાય. ૧૯
માન હતું ઓજલમાં મોટું, ગણી લીધું તેને સાવ ખોટું;
અને કાઢે ગાડીમાં રોજ દોટુંરે, હાય હાય !! હાય. ૨૦
સુર્ય ચંદ્ર કયારેક મુખ જોતાં એમ રાણી ઓજલમાં રેહેતાં;
હવે જુવે ભંગીને ઢેઢ સોતારે, હાય હાય !! હાય. ૨૧
પૂર્વે સતિ થવા રાણી જાતી, ફક્ત ત્યારે ખુલ્લી તે દેખાતી;
મુખ અંબે અંબે ઉચરાતીરે, હાય હાય !! હાય. ૨૨
અંગ્રેજે જીવીત દાન દીધું, સતી થવા તણું બંધ કીધું;
ત્યારે ઉપરનું માન વોરી લીધુંરે, હાય હાય !! હાય. ૨૩
ઘણા લોકે સુધારો આ કીધો, ઇરાની પોષાક વળી લીધો;
હાય મુંબઈથી ડંકો આ દીધોરે, હાય હાય !! હાય. ૨૪
હોય વેતા ન એક જો રતિના, કામ કરે છે અવળી મતિનાં;
ભોગ મેળવ્યા છે પ્યારા પતિનારે; હાય હાય !! હાય. ૨૫

પાડી ટેવો જો છેલ ફરવાની, પડે મરજી ત્યાં ત્યાં તે ફરવાની.
મુઠી માથેથી બિક મરવાનીરે, હાય હાય ! ! હાય. ૨૬
વાત કરવા કાગળથી શીખી, રૂડા રીવાજ નાખીયા છે વીખી;
ખાય છેવટે આ દુનિયાને ભીખીરે; હાય હાય ! ! હાય. ૨૭
અન્ય પુરૂષને દઇને તાળી, વાત ચોટે કરે છે રૂપાળી;
કહો કોણ શકે ભાઇ ખાળીરે, હાય હાય ! ! હાય. ૨૮
ન હોય ઘરમાં અરે એક ધાતુ તેમાં કરે નવી નવી વાતું;
નથી દુઃખડું આ ખમી ખવાતુંરે હાય હાય ! ! હાય. ૨૯
જુના રીવાજ દીધા છે ત્યાગી, નાના મોટા ઘરોમાં લાય લાગી:
હવે સુઝે જવું નહિ ભાગીરે, હાય હાય ! ! હાય. ૩૦
નથી ધર્મ ગુરૂ શિખ દેતા, મોટા મોટા નથી બંધ દેતા;
નથી પ્રભુ આવીને કંઇ કે'તા રે, હાય હાય ! ! હાય. ૩૧
નથી ભક્તિના ભાવ ઉર ધરતી, નથી દાન પુણ્ય હાથેથી કરતી,
વ્હાલા વિઠલ વરને નથી વરતીરે, હાય હાય ! ! હાય. ૩૨
સાસુ સસરા ને નણુદી ગમે નહિ, સાથ બેસીને પ્રેમે જમે નહિ:
બોલ કદિ તે કોનો ખમે નહિરે, હાય હાય ! ! હાય. ૩૩
કેક ધણીની પહેલાં જમે છે, વળી મરજી પડે ત્યાં ભમે છે;
જ્ઞાતાગુણી આ કેમરે ગમે છેરે, હાય હાય ! ! હાય. ૩૪
જુવો જુવો કહું મારા મિત્રો, આ કેવાં સુધારા ચરિત્રો;
કાંઇ જોશો તો રહેશો પવિત્રોરે, હાય હાય ! ! હાય. ૩૫
દાસ ત્રિભૂવનની સુણી વાણી, થતી અટકાવો આબરૂ પાણી;
રીત હિંદુની લોઢે લેવાણીરે, હાય હાય ! ! હાય. ૩૬



# ઇકોતરીની ઉથલ પાથલ સંબંધી સંક્ષિપ્ત નોંધ.

## પ્રભુ પ્રાર્થના.

### એકત્રીશા સવૈયા.

આ અવનીમાં ઉથલ પાથલ, ઇશ્વર જો થઇ છે એવી,
કોઇ કવિથી લખી કાગળે, વર્ણવી જાય ન જો તેવી;
કૈંક યુવક ને યુવતી માર્યા કૈંક વિધુર, વિધવા કીધાં,
કૈંક ઘરો તો ઉજડ પડતાં, ખંભાતી તાળા દીધા. ૧

અનેક રોગને ભોગ પડીને, અણધાર્યા જાએ ઉડી,
ભોગવવા વૈભવ નથી રે'તાં, રખડે છે એવી મુડી;
તન વિચારો તનમાં રે'છે, મન ઇચ્છા રે છે મનમાં,
ખાખ થઇને જાએ ઉડી, ઘડી એકમાં જંગલમાં. ૨

કૈંક તણાં તો મુડદાં રખડયાં, અવલ મંજલ પણ નવ પહોંચ્યાં,
અગ્નિ અભાવે હાલ બે હાલે, ખાડામાં જઇને ખોચ્યાં,
આવો કોપ થયો અવનીમાં, હા–હા–કારજ કરનારો,
પાંચ વરસથી અજબ જમાનો, પ્રાણ જનોના હરનારો. ૩

અનેક જણતો કુટે માથાં, અનેક જણ કુટે છાતી,
એ દિલગીરી આ અવનીમાં, જોઇ નથી આંખે જાતી;
હિંમત જઇને કોને દેવી, ધિરજ પણ દેવી કોને,
સરખાં મરણો દરેક ઘરમાં, ભાઇ પરસ્પર દેખોને. ૪

એક બાજુએ રોગ હણેને, અન્ય બાજુએ મોંઘવારી,
ત્રીજી બાજુ લડાઇ સળગી, ચોથી દુકાળ છે કારી;
ભૂતળ પર બહુ ભાર વધ્યો ગણી, શું કરવા માગે અળગે,
આમ કરવા માગે પણ, સુકા વાંસેં જો લીલાં સળગે. ૫
ત્રોંતેર સાલે જો બહુ તગડયાં, ખાલી કીધાં મોટાં સે'ર,
જંગલમાંને વસ્યાં ગામડે, ત્યાં પણ વરત્યો કાળો કેર;
જપવાં જંગલમાં નવ દીધાં, તેમ ન દીધા કોઇ ગામ,
તેમાં આ ચુમોતેર સાલે, કોપ થયો છે હે ભગવાન. ૬
પડતાં ઉપર મારી પાટું, બળતા ઉપર દીધાં ડામ,
સહી કહી નવ જાએ પીડા, એ પીડા કીધી ભગવાન;
કયાં ભાગીને જાવું સહુએ, કયાં જઇને કરવી ફરિયાદ,
કોઈ વિચારો કોઇને ઉર પર, નથી આવતાં કરતાં યાદ. ૭
દારૂણ દુખડે ડુબી દુનિયાં, આક્રંદ એવાં થાયે છે,
દીન પત હે એ તારાથી, કેમ હવે જોવાએ છે;
વાર કરો વેહેલી દુનિયાંની, વિશ્વ પતિ એ વિનંતી છે,
ત્રિભુવન કે બે કર જોડી, કદિ વખત આવો નવ દે. ૮

---

## આ વખતમાં કોને લાભ થયો ?

### એકત્રીસ સવૈયા.

વૈદો કામ્યા પેટ ભરીને, ગોરો કામ્યા માથા બુડ,
વૈતરણિ તરવાને બાને, સુરભીના લે પૈસા ખુબ;
કાઠી વાળેને બાપણીએ, પુષ્કળ લીધાં છે નાણાં,
એ વિણ્ના સઘળાની છા'તીમાં પડીયાં મોટાં કાણાં. ૧

...કને પાને ૨૨ મે લખેલી બીજી કવિતા સંબંધી અમદાવાદ જીલ્લાના લોકપ્રિય કલેક્ટર સા. બા. ને અરજ કરતાં મને મળેલો જવાબ.

S. T. Form No. XI 10000–1–2–1919

**જાવક નંબર** $\frac{\text{M. H.}}{423}$

**શેહેર અમદાવાદ મ્યુનીસીપાલીટીના ચીફ ઓ. સાહેબ તરફથી—**

કવી ત્રીભોવનદાસ નારણજી રહેવાશી ભાઉની પોળમાં રાયપુર માલુમ થાય જે તમારી અરજી તા. ૧૨–૫–૨૦ રેન્ડ એક્ટ અમદાવાદમાં લાગુ કરવા બાબતની આવી તે ઉપરથી તમોને લખવામાં આવે છે કે અમદાવાદ મ્યુનીસીપાલીટીની જનરલ બોર્ડે તાજેતરમાં મુંબઇનો રેન્ડ એક્ટ અમદાવાદ શહેરને લાગુ કરવા માટે માંગણી કરવાની જરૂર નથી એવો ઠરાવ કર્યો છે તેથી તમારી માગણી મુજબ તે બાબત ફરી ધ્યાન ઉપર લેવામાં આવશે નહી તે તમોને જાણવા સારૂ લખ્યું છે.

તા. ૨૯ માહે મે સને ૧૯૨૦.

**I. R. Bhagat.**

ચી. ઓ.

( સહી તથા ઓદ્દો )

એકાઉંટ નંબર ૮૭૨૩૩.

# જાહેર ખબર.

આજ સુધીમાં મારા તરફથી ચોદ પુસ્તકો પ્રગટ થયેલા છે જેની નકલો સવા અઠાણુ હજાર થયેલી; તેમાં હાલ નિચે લખેલાં પુસ્તકો મારી પાસેથી મળી શકશે.

| | | |
|---|---|---|
| ૧ ત્રિભૂવન તરંગ પુરી કિંમતે | | કિંમત છ આના |
| ૨ રૂપિઆના હડકાયા અને બે પગના ગધેડા સંબંધી ચેતવણી ... | | બે આના |
| ૩ હોટેલ પુરાણ ... ... | ,, | એક આનો |
| ૪ નાટક પુરાણ ... ... | ,, | એક આનો |
| ૫ સાનંદના ઢગલા અને વાંઢાનાં વલખાંની વિભુને વિજ્ઞપ્તિ | | એક આનો |
| ૬ કબુદ્ધિનો કેર... ... ... | | બે આના |

મળવાનું ઠેકાણું.

કવિ ત્રિભુવનદાસ નારણજી

ઠે. રાયપર દરવાજે, ભઉની પોળ મહાદેવ વાળો ખાંચો—**અમદાવાદ.**

એડ્રેસથી પત્રવહેવાર કરવો. નોટપેટ પત્ર લેવા આવશે નહીં.

**વીંછી ઉતારવાની અકસીર દવા**—એક અરીઠાંની છાલ, નાગરવેલના કોરા પાન સાથે ખવાથી તદન, તેજ વખતે ઉતરી જાય છે. અનુભવસિદ્ધ અકસીર ઇલાજ આ એકજ છે.

પ્રથમ ટીકીટ મોકલવાથી મોકલાવી શકાશે

નિશાની—" કવિ ત્રિભુવનદાસ નારણજીની સહી છે. ચેક.

૯ પુસ્તક વિગર મગાવ્યા મોકલતા ...